# જાદુઈ ચક્કી

અને

# બીજી વાતો

: લખનાર :

રમણલાલ સોની



સોલ એજંટ

એન. એમ. ઠક્કરની કુંપની

બૂકસેલર્સ : પબ્લિશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

શીલાને

વીણાને

સુધાને



મોટાં થઈને આ વાંચજો

## શ્રી રમણલાલ સોની કૃત પુસ્તકો

**અનુવાદ ગ્રન્થો :**

| | | |
|---|---|---|
| સ્વામી | શરદબાબુ કૃત | [ વાર્તાઓ ] |
| કાશીનાથ } ભોગીલાલ ગાંધીના | ,, | ,, |
| સાવકીમા } સહકારમાં | | |
| વિપ્રદાસ | ,, | [ નવલકથા ] |
| અનુરાધા | ,, | ,, |
| નવીના [ શેષ પ્રશ્ન ] | ,, | ,, |
| શ્રીકાન્ત ભા. ૧-૨-૩-૪ | , | ,, |
| શુભદા | ,, | ,, |
| શરદવાણી | ,, | [ નિબંધો ] |
| શરદવંદના | [શરદબાબુની વિચારકણિકાઓ] | ,, |
| પ્રભાતકિરણો | પ્રભાતકુમાર મુખોપાધ્યાય કૃત | [ વાર્તાઓ ] |
| સુડી વચ્ચે સોપારી | ,, | [લાંબી વાર્તાઓ] |
| નગરલક્ષ્મી | રવીન્દ્રનાથ ટાગોર કૃત | [કથાઓ કાહિની] |
| ચાંદમુખ | ,, | [નવલકથા] |
| વિવાહિતા | ,, | ,, |
| શ્રીમતી સીતા | શશધર દત્ત કૃત | ,, |
| બાતાસી | વિવિધ બંગાળી લેખકો કૃત | [ટૂંકી વાર્તાઓ] |
| લાલ પડછાયા | અંગ્રેજી પરથી | [ચીની જપાની વાતો] |

**સ્વતંત્ર ગ્રંથો :**

| | |
|---|---|
| ચબૂતરો... ... ... ... | [મૌલિક વાર્તાસંગ્રહ] |
| ખૂછડિયાંના પ્રદેશમાં... ... ... | [સાહસની સળંગ કથા] |
| માથાનું દાન... ... ... | [ શાળાપયોગી ત્રિઅંકી નાટક] |
| રૂપાની ગાય... ... ... | [ ,, એક અંકી નાટકો] |
| ભીખો ચોકો ... ... ... ... | [ નવલકથા ] |
| બાળકોનાં ગીતો ... ... ... ... | [ કાવ્યો ] |
| પગલાં ભા. ૧-૨-૩-૪ ... ... ... | [બાલકાવ્યો] |
| હિંદ અને બ્રિટનનું રાજ્યતંત્ર... ... | [હાઈસ્કૂલો કૉલેજો માટે] |
| જગતના ઈતિહાસની વીર કથાઓ... ... | [ઈતિહાસ] |
| ઉપનિષદ કથામંગલ અને ભાગવત કથામંગલ | [કથાઓ, આખ્યાનો] |
| બુધાકાકા શિશુકથા ... ... ... | [ બાલવાર્તાઓ ] |
| પાંડુ ઝવેરી ... ... ... | [બૌદ્ધ કથાનક] |

# જાદુઈ ચક્કી

બે ભાઈ હતા.

બાપા મરતી વખતે બધી માલમિલકત મોટાભાઈને સોંપી ગયા. પછી મોટાભાઈની દાનત બગડી. એણે નાના ભાઈને કંઈપણ આપ્યું નહિ; ને ઘરમાંથી કાઢી મૂકયો.

નાનોભાઈ ગામમાં એક ખૂણે નાનીશી ઝુંપડી ઊભી કરી એમાં રહે. રોજ સવારે લાકડાં કાપવા જાય બપોર ચઢયે લાકડાંનો ભારો માથે લઈને આવે, દશ ઘર ફરી વેચે ને પેટગુજારો કરે.

એક દહાડો નાનો ભાઈ વગડામાં લાકડાં કાપતો હતો, એટલામાં ફાટલાં તૂટલાં લુગડાં પહેરીને એક ભીખારી ત્યાં થઈને જતો હતો. નાનાભાઈને જોઈ તે ઉભો રહ્યો, ને હાથ મોંનો ઇશારો કરી પાણી પીવા માગ્યું. નાનાભાઈને દયા આવી. તરત ઝાડ પરથી તે નીચે

ઉતર્યો ને પોતે પીવા માટે આણી રાખેલા લોટામાંથી ભિખારીને પાણી પાયું.

પાણી પીને ભિખારી ચાલ્યો ગયો. નાનોભાઇ ફરી ઝાડ પર લાકડાં કાપવા ચડયો.

થોડી વાર થઇ ને એક એવો જ બીજો ભિખારી ત્યાં આવી ચડયો. નાનાભાઈને જોઇ તે ઊભો રહ્યો ને પેટ દેખાડી કંઇ ખાવાનું માગ્યું.

નાનો ભાઈ ઝાડ પરથી નીચે ઉતર્યો. પોતાને માટે ઘેરથી રોટલો બાંધી લાવેલો તે છોડીને પેલા ભિખારી આગળ ધર્યો. ભિખારી કેટલાય દહાડાનો ભૂખ્યો હોય એમ મોટાં મોટાં બટકાં ભરી રોટલો ખાઈ ગયો.

ખાઈ કરી આ બીજો ભિખારી પણ રસ્તે પડયો.

ફરી નાનોભાઈ લાકડાં કાપવા ઝાડ પર ચડયો. થોડી વાર થઈને એક રક્તપીતીઓ દુ:ખથી ચીસો નાખતો ત્યાં આવી ચડયો. એનું આખું શરીર પાકી ગયું હતું. પરૂ નીકળતું હતું ને અસહ્ય બદબો આવતી હતી. આવીને ઝાડ નીચે પછાડ ખાઈ તે પડયો.

નાનાભાઈએ ઝાડ પરથી એને જોયો. તરત એ નીચે ઉતર્યો, અને રક્તપીતીઆની છેક પાસે જઈને બેઠો. એનું માથું પોતાના ખોળામાં લીધું. એની આંખો પર હળવે હળવે હાથ ફેરવ્યો.

રક્તપીતીઓ કહે. "ભાઈ, મને કાંઈ વાત કહો."

નાનાભાઈએ વાત શરૂ કરી: "એક હતો રાજા. એને એક કુંવર, કુંવર તો રાત ને દહાડો ભગવાનનું ભજન કર્યા કરે."

એમ નાનોભાઈ વાત કહેતો જાય છે, ત્યાં તો એક કૌતુક થયું. એના ખોળામાં સૂતેલો રકત-પીતીઓ ક્યાંય અલોપ થઈ ગયો અને એને બદલે રાજાના કુંવર જેવો કોઈ તેજસ્વી બાલકુમાર સૂતેલો!

નાનોભાઈ તો આભો બની જોઈ રહ્યો.

ત્યાં તો કુમાર ઉભો થયો અને નાનાભાઈને કહે, "માગ, માગ, તું માગે તે આપું. કહે તો તારા મોટાભાઈની બધી મિલ્કત તને અપાવું."

નાનોભાઈ કહે, "ના રે ના. મારે એ શું કરવી

છે ? મને તો રોજરોજ ધરાઈને રોટલો ખાવાનો મળે એટલે બસ. ”

બાલકુમાર સહેજ હસ્યો, પછી કહે, “ ઠીક, તો લે હું તને આ ચક્કી આપું છું. ‘ ચક્કી, રામ-રામ ’ કહીને તારે જે જોઈતું હોય તે ચક્કી પાસે માગજે, એટલે ચક્કી આપશે. જેટલું જોઈએ એટલું લઈ, ‘ ચકી સીતારામ ’ કહેજે, એટલે ચક્કી બંધ થઈ જશે. ”

આટલું કહી બાલકુમાર ક્યાં ગુમ થઈ ગયો એની કંઈ ખબર પડી નહિ. નાનોભાઈ તો આભો બની આમ તેમ જોઈ રહ્યો. થોડી વારે ભાનમાં આવી જુએ છે તો નાનીશી ચક્કી પગ આગળ પડેલી !

નાનોભાઈ ચક્કી લઈને ઘેર ગયો.

બપોર થયા એટલે નહાઈ ધોઈ ચક્કીની પૂજા કરી, પછી કહ્યું, ‘ ચક્કી ! રામરામ. રોટલા ને શાક દે. ”

ચક્કી ધમધમ ફરવા લાગી ને થાળામાં રોટલા ને શાક પડવા લાગ્યા. પોતાને ખાવા જોઈએ એટલું

થઇ રહ્યું એટલે નાનાભાઈએ " ચકકી, સીતારામ." કહ્યું એટલે તરત ચકકી બંધ થઈ ગઈ.

ખુશ થતાં થતાં નાનાભાઇએ ધરાઇને ખાધું.

પછી તો રોજ નાનોભાઈ નહાઇધોઇ ચકકીની પૂજા કરે ને જે જોઈતું હોય તે માગી લે.

મોટાભાઈને રોજ ઝરૂખામાં બેઠા બેઠા જોવાની ટેવ. પેલો નાનોભાઇ કુહાડી લઈને જાય અને ભારી માથે લઈને આવે.

મોટાભાઈ રોજ આમ નાનાભાઇને જતો આવતો જુએ, પણ હમણાંનો નાનોભાઈ વગડામાં જતો દેખાતો નથી.

મોટાભાઈને લાગ્યું કે નકકી આમાં કંઈ ભેદ છે. શો ભેદ છે, એ જોવા કોઇ દહાડો નહિ અને આજે મોટાભાઈ નાનાભાઈની ઝુંપડીમાં પધાર્યા.

મોટાભાઇને આવેલા જોઇ નાનો ભાઈ ઉઠીને સામો ગયો, " આવો, આવો મોટાભાઈ! પધારો."

મોટાભાઇને બેસવા આસન આપ્યું. પીવા પાણી આપ્યું ને આગળ થાળીમાં નાસ્તો ધર્યો!

મોટાભાઈ તો ફાટી આંખે જોઈ જ રહ્યા ! પાણી પીધું, નાસ્તો લીધો. પાનસોપારીનું બીડું લીધું, પછી કહે, " ઓહો હો ! નાના ! તારા ઘરમાં તો મોટી સાહેબી થઈ ગઇ લાગે છે : મને થયું કે હમણાંનો તું વગડે જતો નથી તે લાવને તારી ભાળ કાઢું ! પણ તું તો ભારે પૈસાદાર થઈ ગયો છે, એટલે હવે શાનો વગડે જાય ! "

નાનોભાઇ કહે, " એ તો બધા આ ચક્કીના પ્રતાપ છે, મોટાભાઈ ! " એમ કહી નાનાભાઇએ ચક્કી બતાવી.

મોટાભાઇ કહે. " આ ચક્કી ! એ વળી શું કરતી હતી ! "

નાનાભાઇ કહે, " શું કરતી હતી એ તો તમે જાણો ત્યાયે ખબર પડે. તમે જે માગો તે ચક્કી લાવીને હાજર કરી દે. ' ચક્કી ! રામ રામ ! ' એટલું તમારે કહેવું પડે ! "

" મોટાભાઇ કહે, " એમ ! એવી જાદુઇ ચક્કી છે ? ત્યારે તો ભાઇ મને વાપરવા આપને. "

નાનોભાઈ કહે, "લઈ જાઓ. પણ જો જો."

'લઈ જાઓ.' કહ્યું કે તરત જ મોટાભાઈએ ઊભા થઈ ચક્કી બગલમાં મારી ચલતી પકડી. આગળ સાંભળવા ઉભા જ ન રહ્યા તે તો! નાનોભાઈ બોલતો જ રહ્યો, ને મોટાભાઈ તો હડી કહાડી ઘેર જઈને જ ઉભા.

મોટાભાઈ ઘેર ગયા. તે વખતે જમવાનો વખત થયો હતો. સીધા જ ચક્કી લઈને એ તો રસોડામાં ગયા અને બૂમો પાડી બોલવા લાગ્યા, "શું, ખાવું તમારા ઢબરામાં? ફોડી નાખો તમારા ચુલા. જુઓ! આજે તો સૌને ખીર જમાડું."

એમ કહી ચક્કી વચમાં મૂકી. ચક્કીના થાળા આગળ મોટું તપેલું મૂક્યું. પછી બોલ્યા, "ચક્કી, રામ, રામ, સરસ મજાની ખીર દે."

ધમ! ધમ! ધમ! ચક્કી ફરવા લાગી. તપેલામાં ખીર ભરાવા લાગી સૌ ખુશ ખુશ થઈ ગયા. એક તપેલું ભરાયું, બીજું ભરાયું, ત્રીજું ભરાયું, તપેલાં ખુટયાં.

મોટાભાઇ બૂમો પાડવા લાગ્યા, “ લાવો લોટા, લાવો પવાલાં ! લાવો જે હોય તે.”

લોટા ને પવાલાં પણ ભરાઇ ગયાં ! ફરી મોટા-



ભાઈ બૂમો પાડવા લાગ્યા, “ લાવો માટલાં, લાવો ગાગરો, લાવો કોઠીઓ ! ”

જેટલું લવાય તેટલું લાવ્યાં. બધું ભરાઇ ગયું.

મોટાભાઇને થયું, હવે તો ચક્કી બંધ થાય તો સારૂં, પણ ચક્કી તો બંધ થાય જ નહિ. એ તો ધમ ધમ ધમ ફર્યા જ કરે. જેમ વખત જાય એમ એ જોરથી ફર્યા કરે.

હવે શું કરવું ?

મોટાભાઈએ બૂમ પાડી. "ચક્કી, બંધ થઈ જા."

પણ ચક્કી બંધ રહે જ નહિ.

ફરી બૂમ પાડી, "ચક્કી, ચક્કી, બસ કર. બસ કર." પણ ચક્કી તો જાણે સાંભળે જ નહિ. એ તો ધમ ધમ ધમ ચાલ્યા જ કરે."

આખા રસોડામાં ખીર ખીર થઈ ગઈ.

તો પણ ચક્કી તો બંધ રહે જ નહિ.

મોટાભાઈ તો ખૂબ બૂમો પાડે પણ ચક્કી તો ચાલ્યા જ કરે.

રસોડામાંથી જાણે ખીરની નદીઓ ચાલી.

આખા ઘરમાં ખીર ખીર થઈ ગઇ.

મોટાભાઈના પગની ઘુંટીઓ ખીરમાં ડૂબી. હાથ ઉંચા કરી કરીને એ બરાડા બરાડ પાડવા લાગ્યા, "ચક્કી, ચક્કી બસ કર. તને રામજીની આણ. હનુમાનજીની આણ. રાજા દશરથની આણ!"



પણ ચકલી સાંભળે તો ને! ચકલીમાંથી ખીરનો જાણે ધોધ છૂટતો હતો. ઘરમાંથી સૌ બહાર નીકળી

આંગણામાં આવી ઉભાં તો આંગણામાં પણ ખીર!

ખીર મોટાભાઈના ઢીંચણ સુધી પહોંચી. નદીમાં પુર આવતું હોય તેમ ખીર વધતી જ જાય. ઢીંચણથી સાથળ સુધી ખીર પહોંચી. મોટાભાઇને બીક લાગી. અરે! આમ ને આમ તો સૌ ડૂબી જઇશું. "કોઈ દોડો દોડો. પેલા નાનાને બોલાવી લાવો."

બૂમ સાંભળી એક માણસ દોડયો નાનાભાઇને ત્યાં.

નાનોભાઈ આવીને જુએ છે તો મોટાભાઇ અને ઘરનાં બધાં છાતી સુધી ખીરની વહેતી નદીમાં ઝોલાં ખાતાં ઊભાં હતાં.

એકદમ એ નદીમાંથી થઇને નાનોભાઈ રસો-ડામાં ગયો ને ધીમેથી બોલ્યો, "ચકકી સીતારામ."

તરત ચકકી બંધ થઈ ગઈ. ખીરનો ધોધ છૂટતો બંધ થઈ ગયો. સૌ હાશ કરી ઊઠયા.

મોટાભાઈ કહે, "નાનીઆ, લઇ જા, લઇ જા, તારી ચક્કી. મારે તો એ ન જોઇએ. મારૂં આખું ઘર અજીઠું કરી નાખ્યું!"

મોટાભાઈ તો ફરી ચકકીનું નામ લેવાનું ભૂલી ગયા.

એમ કરતાં ઘણો વખત વહી ગયો. નાનોભાઈ મરવા પડયો હતો, પણ ચકકી કોને આપી જવી?

મોટાભાઈ કહે, " ના રે બાપલા, મારે તો એ નથી જોઈતી."

ગામ આખું કહે, " ના રે ભાઈ, અમારે એ લપ ન જોઇએ. "

એવામાં એક વખત એક સોદાગર વહાણ લઇને ગામમાં આવી ચડયો. એણે આ ચકકીની વાત સાંભળી.

સોદાગર કહે, " માળું લાગે છે તો નવાઈ જેવું. ચાલને, ખબર કાઢું ! "

એ તો આવ્યો નાનાભાઈને ઘેર. નાનાભાઈ ખાટલામાં સૂતા હતા. તેણે સોદાગરને પાસે બેસાડયો.

સોદાગર કહે, " નાનાભાઈ, તમારી ચકકી જોવા આવ્યો છું." નાનોભાઈ કહે, " લોને આ રહી જુઓ, જાદુઈ ચકકી છે. એક દેવે મને આપી છે."

સોદાગર કહે, " એમ? એ કામ શું કરે છે?"

નાનોભાઈ કહે, "તમે જે કહો તે તરત જ હાજર કરી દે. તમારે માત્ર એટલું જ કહેવું પડે, "ચક્કી રામરામ."

સોદાગર કહે, "આહો ભારે મઝાનું! મને આપશો?"

નાનોભાઈ કહે, "આપવા જ બેઠો છું તો! હું તો હવે આ ચાલ્યો. કોઇને આપવાની જ હતી. તમારે જેઈએ તો તમે લઇ જાઓ. પણ જેજે—"

'લઇ જાઓ' કહ્યું કે સોદાગરે તો ઉભા થઇ ચક્કી બગલમાં મારી ચાલવા જ માંડયું. વખતે નાનોભાઈ ફરી જાય ને આપવાની ના કહે તો! નાનોભાઇ 'જેજે' કહી આગળ બોલતો જ રહ્યો, પણ સોદાગર સાંભળવા ઊભો રહે તો ને? એ તો છેક વહાણ પર જઈને ઊભો.

તરત જ સોદાગરે એક ખલાસીને હુકમ કર્યો, "સઢ છોડો. ચલાવો વહાણ."

સડસડાટ કરતું વહાણ ચાલ્યું. ભરદરિયે આવ્યા. સૂરજ માથે આગ વરસાવતો હતો. ભૂખ કકડીને લાગી હતી. સોદાગરે રસોઈ કરવાનો હુકમ આપ્યો.

પણ મીઠું ક્યાં? મીઠું તો ગામમાંથી લાવવાનું ભૂલી ગયા હતા ને મીઠા વગર તો રસોઈ ફીક્કી લાગે.

" સોદાગર કહે, " ત્યારે આ મારી ચક્કી શું કામ આવવાની છે? માગવા દે એની પાસે મીઠું."

સોદાગરે ચક્કી વચમાં મૂકી. ચક્કીના થાળા આગળ વાસણ મૂક્યું. પછી બોલ્યો, " ચક્કી, રામ રામ. મારે મીઠું જોઈએ છે."

ઘર ઘર ઘર ચક્કી તો લાગી ફરવા. થાળામાંથી મીઠું વાસણમાં પડવા લાગ્યું. વાસણ ભરાઈ ગયું.

બીજું વાસણ મૂક્યું. એ પણ ભરાઈ ગયું.

સોદાગર કહે, " લાવો કોથળા. ભરી લઈએ."

એક કોથળો ધર્યો, તે ભરાઈ ગયો. કેટલાય કોથળા ભરાઈ ગયા. તો ય ચક્કી તો ચાલતી જ રહી. જેમ વખત જાય એમ એ તો જોર જોરથી ફરે. મીઠાનો તો જાણે ધોધ પડવા લાગ્યો.

સોદાગર કહે, " ચક્કી, ચક્કી બસ." પણ ચક્કી તો બંધ રહે જ નહિ.

સોદાગર અકળાયો. એણે ફરી બૂમ પાડી:

" ચક્કી બસ કર. બસ કર. બહુ થયું. " પણ ચક્કી સાંભળે તો ને !

મીઠું તો વહાણમાં ભરાવા માંડયું. વહાણમાં ભાર બહુ વધી ગયો; તો પણ ચક્કી તો ચાલુ જ રહી.

સોદાગર તો હાથ ઉંચા કરી કરી બૂમો પાડે, " બંધ થા, બંધ થા. " પણ ચક્કી તો ઘમ ઘમ ફર્યા જ કરે. મીઠું જથાબંધ નીકળ્યા જ કરે.

મીઠાના ભારથી વહાણ નમી જવા લાગ્યું. ખલાસીઓ બૂમો પાડવા લાગ્યા : " શેઠ બંધ કરો બંધ કરો એ ચક્કીને: નહિ તો હમણાં બધા ડૂબી મરીશું. " પણ ચક્કીને બંધ કરવી શી રીતે ?

બહુ બહુ બૂમો પાડી, પણ ચક્કી તો બંધ રહે જ નહિ. ઉલટી એ તો વધારે ને વધારે જોરથી ઘમ ઘમ ફર્યા જ કરે. મીઠું નીકળ્યા જ કરે.

વહાણ ડૂબું ડૂબું થવા લાગ્યું. ખલાસીને ચીડ ચડી. એને એવો તો ક્રોધ ચડયો કે ઝડપ ચક્કીને ઊંચકીને દરિયામાં ફેંકી દીધી.

સોદાગર હં હં કરતો રહ્યો, ને ચક્કી દરિયામાં છેક તળિયે જઇને પડી.

તળીએ જઇને પડી તો ખરી, પણ બંધ થઇ નહિ. એ તો ધમ ધમ ધમ ફરતી જ રહી ને મીઠું કાઢતી જ રહી.

એમાંથી એટલું બધું મીઠું નીકળ્યું કે આખો દરિયો ખારો ખારો થઈ ગયો.

આજે પણ ચક્કી ફરતી બંધ થતી નથી, ને તેથી દરિયો ખારો મટતો નથી.

# પશો પટેલ

પશો પટેલ ઘણો લોભી અને કંજૂસ હતો. સુખે પેટ ભરીને પૂરું ખાય પણ નહિ. ચમડી તુટે પણ દમડી ન તુટે, એવો એનો સ્વભાવ હતો. વર્ષોની મહેનત પછી એની પાસે પૈસોટકો પણ ઠીકઠીક ભેગો થયો હતો. છતાં પણ એના ઘરમાં અને એની રીત-ભાત તથા કપડાંલત્તાં તરફ જોયું હોય તો દયા આવે !

એના ખેતરની જોડાજોડ હીરા પટેલનું ખેતર હતું. હીરો પટેલ હમેશાં ખુશમિજાજમાં રહેતો અને આખો દિવસ મનમાં કંઈ કંઈ ગાયા જ કરતો.

પશો હીરાને ગાતો ને હરખાતો જોઇ ખૂબ ચિડાતો. હીરાને ધોયેલાં ઉજળાં કપડાંમાં ફરતો જોઈ પશાને ખૂબ બળતરા થતી. મનમાં ને મનમાં એ હીરાને કંઇ કંઈ સંભળાવતો.

શિયાળે, ઉનાળે કે ચોમાસે ખેતરમાં હળ

હાંકતી વેળા પશો પોતાના ખેતરની વાડ સુધી પહોંચી જતો ત્યારે આગળ હીરાના ખેતરની હદ શરૂ થતી જોઈ નિ:શ્વાસ નાખી બોલતો: 'બસ,



મારી જમીન આટલી જ કે!' પાકની લણણી વખતે સાંઠા કાપતો તે પોતાના ખેતરને છેક છેડે પહોંચી જતો ત્યારે હીરાનું ખેતર જોઈ મનમાં બોલતો:

“ મારી જમીન જરા વધારે હોય તો ? ’

પશાનું ખેતર કંઈ નાનું નહોતું. પણ લોભ અને ઈર્ષ્યાને લીધે તેને તે બહુ નાનું લાગતું. ધીરે-ધીરે તેને થવા માંડયું કે જો હીરાનું ખેતર મારા હાથમાં આવી જાય તો બસ.

એક ચોમાસે હીરાના ખેતરમાં સરસ પાક થયો. પશો તો એ જોઈ દાઝે બળી ગયો. તેને થયું કે બેઉનાં ખેતર જોડાજોડ છે, છતાં મારા કરતાં હીરાના ખેત-રમાં આવો સરસ પાક શા માટે થાય ? નક્કી આમાં કંઈ ભેદ હોવો જોઇએ.

એક દિવસ રસ્તામાં ભેગો થતાં પશાએ પૂછી નાખ્યું: તારા ખેતરમાં આણુસાલ આટલો બધો સરસ પાક કેમ થયો છે ?”

હીરાએ સરળતાથી જવાબ દીધો: “ ભગવાનની મહેરથી. સાધુપુરુષોની સેવાનો અને આપણી મહે-નતનો બદલો ભગવાન આપ્યા વગર રહે ? ”

જવાબ સાંભળી પશો ખૂબ ધુંધવાયો. પણ કંઈ બોલ્યા વગર ઘેર ગયો.

હવે એ ગામથી થોડે દૂર એક ટેકરી પર એક ઠિંગુજી રહેતો હતો. પૂરો ત્રણ ફુટ પણ ઊંચો નહોતો. લોકો એને "વામનદાસ' કહી બોલાવતા. એ પણ બહુ આનંદી અને મળતાવડા સ્વભાવનો હતો, અને ગામમાં આવતો ત્યારે ઘણા એને ઘેર પણ બોલાવતા.

પશા પટેલનાં લોભ અને ઈર્ષ્યાની વાત એણે સાંભળી ત્યારે એણે એને ઠેકાણે લાવવાનો વિચાર કર્યો. એક રાત્રે તે પશા પટેલને ઘેર જઈ ઊભો અને બોલ્યો: 'બશેર લોટ, બશેર સોનું, ભૈયા, બશેર આટા દે." ઠિંગુજીના શબ્દો સાંભળી પશાને હીરાએ પેલે દિવસે કહેલા શબ્દો યાદ આવ્યા કે સાધુ-પુરુષની સેવાનો બદલો મળ્યા વગર નથી રહેતો. તેણે આ વામનને હીરાને ઘેર જતો ઘણી વાર જોયો હતો; તેને ખાતરી થઇ ગઈ કે આ વામનના જ આશીર્વાદથી હીરો આમ ફાટયો ફરે છે. માટે આ વખતે આ આવેલી તક જવા દેવી નહિ.

પશો ઘરમાં ગયો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો: "આજે તો વામનદાદા ચાહીને આપણે ઘેર

આવ્યા છે. બશેર લોટમાં બશેર સોનું આપવાનું એ કહે છે. હવે તો આપણું નસીબ ઉઘડી ગયું."

એટલામાં વામને ફરી અવાજ કર્યો: "ભૈયા જલદી દે. આજ તો ઘેર ઘણા મહેમાન આવ્યા છે."

પશો એ સાંભળી બોલ્યો: " ત્યારે દાદા! બશેર આટાથી શું થશે ?"

"વામનદાદા બોલ્યા: "શું થાય? ભજિયાં કરી ખવડાવીશ; કરવાં તો શીરોપૂરી છે પણ જાસ્તી આટા કૌન દેતા હૈ?"

પશાએ વિચાર કર્યો કે વધારે આટો આપીશ તેમ વધારે સોનું મળશે, તેથી તે બોલ્યો: " તમે ગભરાશો નહિ દાદા! હું બશેરને બદલે બાર શેર આટો, ઘી, ચોખા, ખાંડ આપું છું."

વામન એ સાંભળી બોલ્યો: "જીતો રહે, બચ્ચા! સૂરજના છત્તર હેઠળ આવેલી દુનિયામાંથી તારું દિલ ચાહે તે માગી લેજે."

આ સાંભળી પશાના હરખનો પાર ન રહ્યો. તે ઘરમાં જઇ સીધું ભરવા બેઠો. ભરતાં ભરતાં તેને

વિચાર થયો કે આટલો બધો લોટ આપી દેવાનો? આટલું બધું ઘી! આટલાં બધાં દાળચોખા? ઘરમાં કોઈ દિવસ એક દાણો ય રાંધવામાં તે વધારે લેવા દેતો નહિ, તપેલીમાંથી ભોગજોગે એક દાણોયે બહાર પડી જાય તો પાછો તપેલીમાં નંખાવે ત્યારે રહે. આટલી બધી કંજુસાઈ જે રોજ કરતો તેનો આ કોથળો ભરીને સીધું આપી દેતાં જીવ કેમ ચાલે? પણ વામનદાદાએ સૂરજના રાજમાંથી મન ફાવે તે માગી લેવાનું નથી કહ્યું? તો પછી આ સીધું આપવામાં શી હરકત છે? માગવા ટાણે સામટું સાટું વળી જાય એટલું માગી લઇશ. એકંદરે આ સોદો કંઇ ખોટો નથી.

પછી તે સીધુ લઈ બહાર આવી ઠિંગુજીને કહેવા લાગ્યો: "જુઓ ત્યારે આપણો સોદો નક્કી થાય છે. મારી વહુ એની સાક્ષી છે. પટલાણી! ઓ પટલાણી!"—પશાએ બૂમ મારી: પટલાણી રસોડામાંથી રોટલા ટીપતી ટીપતી બહાર આવી વાતમાં હા ભણી ઊભી રહી.

પછી પશો બોલ્યો: "પણ હું હમણાં ને હમણાં તે શું માગું? દાદા! હું કાલે મારી મનગમતી વસ્તુ માગી લઇશ. તમે વચન આપ્યું છે, જોજો!"

વામનદાદા બોલ્યા: "હા, હા; મારૂં વચન છે. તારી વહુ તેની સાક્ષી છે. સૂરજના છત્તર હેઠળ આખી દુનિયામાં તારે જે જોઇએ તે માગી લેજે. પણ આજે નહિ, પરમદહાડે નહિ. બરાબર આજથી સાતમે દહાડે, રવિવારે રાત્રે બાર વાગે તારે ગામ બહાર પેલી રામટેકરી ઉપર આવી મોટી પથ્થરની શિલા પર બેસવાનું. તે વખતે હું તને વરદાન આપવા આવીશ. જોજે, પહેલાંથી નક્કી કરીને આવજે; તે વખતે જીભના લોચા વાળીશ એ નહિ ચાલે."

પશાએ વિચાર કર્યો કે સોદો જો કે ખરાબ નથી, પણ એના બદલા માટે સાત દહાડા સુધી રાહ જોવી પડે એ તો બહુ ભારે. આટલું સીધું તો પોતાના ઘરમાં મહિનો દોઢમહિનો ચાલે,—એટલું બધું એક-

સામટું આપી દેવાનું અને બદલામાં સાત દિવસ સુધી રાહ જોવાની ? પછી બોલ્યો, “ જુઓ, આપણે આ સોદો કરીએ છીએ. મારો માલ હું તમને આજે ને અત્યારે આપું છું. પણ એ સોદો પતવાની મારે આટલા દિવસ સુધી વાટ જોવાની હોય તો તમારે અમારી વેપારી રીત મુજબ એનું વ્યાજ આપવું પડશે. ”

ઠિંગુજીએ પૂછયું: “ વ્યાજ !? એ વળી શું ?”

પશો હસીને બોલ્યો: “ તમને સાધુપુરુષને એની ક્યાંથી ખબર હોય ? પણ અમારે ત્યાં લેવડ-દેવડમાં એવો રિવાજ છે કે કોઇની કંઇ વસ્તુ આપણે લઇએ અને તે વાળવામાં વાર થાય તો જ્યારે વાળી આપીએ ત્યારે તેમાં થોડુંક વધારે આપવું પડે છે. એ વધારાના ભાગને વ્યાજ કહીએ છીએ દાદા !”

“ હં, તો તારે વ્યાજમાં શું લેવું છે ?” વામને પૂછયું.

પશો લુચ્ચાઇમાં હસીને બોલ્યો: “ તમે કોથળો લઈ જાઓ છો તે મને ઓછો જ ખાલી પાછો આપ-

વાના છો ? એ કોથળામાં જે ભરો તે—સોનું, રૂપું કે જવાહીર—તમારી ઈચ્છા હોય તે ભરજો ને, પણ વ્યાજના બદલામાં જરા વધારે આપજો. હં, પણ જોજો, કોથળાની સાથે મારી દોરી ભૂલી જતા નહિ. એની યે કિંમત પડે છે!"

પછી પશાએ વામનને કોથળો ખભે ચડાવવામાં મદદ કરી. વામન કોથળો લઈ ચાલ્યો ત્યારે પશાએ યાદ દેવડાવવા પૂછી લીધું: "બરાબર, આવતે રવિ-વારે ને?"

"હા, રાતે બાર વાગે–તેથી પહેલાં નહિ." જવાબ મળ્યો.

×

સાત દિવસ સુધી પશાએ વામનદાદા પાસે શું માગવું તેનો વિચાર કર્યા કર્યો: હીરાનું ખેતર માગી લેવાનો તેને વિચાર આવ્યો પણ તે કરતાં બીજું કંઇ સારૂં માગી શકાતું હોય તો ખોળી કાઢવા તેણે ખૂબ મગજ દોડાવ્યું. પણ એકે વાત પર એનું મન

ગોઠયું નહિ. ઘડીમાં આ પર મન ઠરે તો ઘડીમાં બીજી વાત પર. બધામાં કંઈ ઊણપ રહી જતી હતી. છેવટે તેણે મન સાથે પાકો ઠરાવ કર્યો કે હીરાનું ખેતર પોતાને મળે એ માગણી જ સર્વોત્તમ છે. ક્યારે રવિવાર આવે, ક્યારે રાત પડે, એના એ વિચારમાં પશાને કશું કામ કરવું સૂઝે નહિ. આખો દિવસ એનાં એ સ્વપ્નાં જોયાં કરે કે આવતા રવિવારની મધરાત પછી હું કેવો યે તાલેવાન બની ગયો હોઈશ ! આમ ને આમ સાત દિવસ ને સાત રાત તેણે જંપ વગર, નિરાંતની ઊંઘ વગર વિતાવી.

છેવટે રવિવાર આવ્યો, બપોર થયા, સાંજ પડી. રાત પડી. એક પળ કલાક જેવડી લાંબી જતી હતી; તો યે મધરાત થઈ. પશો ચાંદનીના અજવાળામાં ઘેરથી નીકળ્યો ને વામનદાદાએ કહેલી ટેકરી પર પહોંચ્યો. ટેકરી પર એક મોટી પથ્થરની શિલા હતી તેના પર ચડીને બેઠો. થોડીક વાર થઈ પણ ઠિંગુજી આવતો દેખાયો નહિ, તેથી પશાના મનમાં શંકા થઈ કે વખતે એ નહિ આવે તો ? પણ એટલામાં તો પાછળથી અવાજ સંભળાયો:

"કેમ, પશા પટેલ! આવી પહોંચ્યા?"

પશાએ પૂંઠ ફેરવી જોયું તો એક હાથમાં કોથળો ને દોરી લઇ વામનદાદા હસતા હસતા ઊભા હતા.

પશો ખુશ થયો. તે બોલ્યો: "દાદા, તમે સાચા-બોલા તો ખરા! હવે તમારું વચન પાળો. આપણે સોદો કરેલો છે. મારી વહુ તેની સાક્ષી છે. તમે સૂરજના છત્તર હેઠળ આખી દુનિયામાંથી માગું તે ચીજ મને આપવાનું વચન આપેલું છે."

"બરાબર છે, માગ માગ, તારે શું જોઈએ?" વામનદાદાએ કહ્યું. પશો હરખથી ફાટફાટ થતો સાત દિવસ સુધી ગોખી રાખેલું વચન બોલી ગયો: "મારા ખેતરની જોડાજોડ આવેલું હીરા પટેલનું આખું યે ખેતર મને આપો."

"આખું યે ખેતર? પણે પેલું દેખાય છે તે?" વામને આંગળી ચીંધી પૂછ્યું.

"હા, દાદા! એ જ. આખું યે મને આપો."

"બરાબર છે, બરાબર છે. મેં તને સૂરજ હેઠળ આખી દુનિયામાંથી તું માગે તે આપવાનું કહ્યું છે.

મારાથી કેમ ના પડાય! પણ રે! આ ખેતર તો આખુંયે અત્યારે ચાંદાના છત્તર હેઠળ છે! એ મારાથી તને કેવી રીતે અપાય? માટે તું બીજું કંઇ માગી લે."

"હીરાનું ઘર મને આપો, હીરાનું જ ઘર આપો." પશો જરા ચિડાયો પણ તરત જ બોલ્યો.

વામનદાદા ખડખડ હસીને બોલ્યા: "અરે! પણ એ ય ચાંદાના છત્તર હેઠળ છે! હું શી રીતે આપું. તું બીજું કંઇ માગ."

પશો બીજું કંઇ માગી લેવા વિચાર કરીને થાકયો પણ ચાંદાના છત્તર હેઠળ અત્યારે ન હોય એવું કંઇ પણ એને જડયું નહિ. આ ઠિંગુજીએ મને છેતર્યો ને બનાવ્યો એ વિચારથી તેને ખૂબ ગુસ્સો ચડયો. તે બૂમ પાડી ઊઠયો: "હરામખોર! મારો કોથળો પાછો લાવ, ને દોરી–તેં વ્યાજમાં કંઇ વધારે આપવાનું કહેલું તે તો આપ; કોથળો ભરી સોના-મહોર બદલામાં આપીશ તોય ઘણું છે."

"લે આ તારો કોથળો," કહી વામનદાદાએ

કોથળાનું મોં ઉઘાડી પશાના માથા પર કોથળો નાંખ્યો. પશાનું માથું કોથળામાં પુરાઈ ગયું. પછી ઝટપટ વામન દાદાએ "ને લે આ તારી દોરી" કહી કોથળાનું મોઢું પશાની કમર આસપાસ તાણીને બાંધી દીધું.

"અને હવે વ્યાજમાં મારે જે તને વધારાનું આપવાનું તે ય લેતો જા; અને લોભી, ઈર્ષ્યાળુ કંજુસની કેવી દશા થાય છે એ શીખતો જા." આમ કહી વામનદાદાએ જોસથી એક લાત મારી કોથળો ટેકરી પરથી નીચે ગબડાવી મૂકયો.

ગબડતા ગબડતાં પશાને કાને વામનદાદાના આ શબ્દો પડયા: "આટલેથી સંતોષ ન થાય તો ફરી વધારે લેવા આવજે!"

પશો ગબડતો ગબડતો ટેકરી પરથી ભોંય જઈને પડયો. પાસે જ તેનું ઘર હતું. તેની સ્ત્રી દોડી આવી. તેણે કોથળો છોડી પશા પટેલને બહાર કાઢયા.

સ્ત્રીએ કહ્યું: "ચાલો, આપણે કાજીને ફરિયાદ

કરીએ. માલ ખાઇ જાય અને પાછો માર મારી જાય એ કેમ ખમાય ?"

પટેલ બોલ્યા: "ચૂપ ! ચૂપ ! વાત ચોળીશ નહિ. નહિ તો ગામમાં ફજેતી થશે. હવે તો ખાઈપીને મઝા કરો. લે ચાલ, ઘરમાં શીરો કરી ખવડાવ. મારાં તો હાડકાં ભાંગી ગયાં ! અને તારે ય શીરો ખાવો હોય તો ખાજે ને છોકરાંને ય ખવડાવજે."

# સાધુ

કોઇ એક શહેરમાં છેક છેવાડાના ભાગ પર નાનીશી ઝુંપડી બાંધી એક સાધુ રહેતા હતા. આખો દિવસ એ પ્રભુ સ્મરણ કર્યા કરતા, શહેરમાં ફરીને લોકોને સદાચરણ અને સત્સંગ કરવાનો ઉપદેશ આપતા. કોઈનું ભૂંડું ઇચ્છતા નહિ. સૌનું કલ્યાણ થાઓ એવા જ આશીર્વાદ આપતા.

એ સાધુની પાસે એક ગાય હતી. કોઇ વાર ગામમાંથી ખાવાનું ન આવ્યું હોય તો એ ગાયનું દૂધ પી ચલાવતા.

એક વખત એક ચોરે વિચાર કર્યો કે આ બાવો લોકોનો ઘણો માનીતો છે. રોજ રોજ લોકો એને સારૂં સારૂં ખાવાનું પણ આપી જાય છે તો પછી એને ગાયનું શું કામ છે? એ કરતાં તો એ ગાય મારી પાસે હોય તો સારૂં. છોકરાંને દૂધઘી ખાવા તો મળે.

આમ વિચાર કરી છેવટે એણે નક્કી કર્યું કે ગમે તેમ કરી એ ગાય ચોરી લેવી.

એક રાતે એ ચોર સાધુની ગાય ચોરી લાવવા નીકળ્યો. રસ્તે જતાં એક માણસનો સંગાથ થયો. ચોરે પૂછ્યું : " કોણ છે ? "

પેલા માણસે જવાબ દીધો : " ન ઓળખ્યો મને ? ઠીકરાનો રૂપિયો બનાવનાર હું કાળિયો જાદુગર. "

" હેં, કાળિયો જાદુગર ! ત્યારે આમ અડધી રાતે ક્યાં જાય છે ? " ચોરે પૂછ્યું.

" ક્યાં તે પેલા સાધુ બાવાને ઘેર આજે એને મશાણમાં પોઢાડવો છે. " આમ કહી જાદુગર હી હી હી હસવા લાગ્યો.

ચોર ધીમેથી બોલ્યો : " એવું તે શું વેર છે ? "

જાદુગર ગુસ્સાથી બોલ્યો : " વેર ? વેર કંઇ ઓછું છે ? એને લીધે તો મારા જાદુનું જોર ઓછું થઇ ગયું છે. લોકો પર મારું ધાર્યું હું કરી

શકતો નથી. મારી પાસે તો એવો એવો ઇલમ છે કે ફુંક દઈને માણસને મારી નાખું. પણ આ સાધુ એમ મરે એવો નથી એટલે આજે એનો ટોટો પીસી નાખવા જાઉં છું. હં. પણ તું ક્યાં જાય છે ?"

ચોર હિંમતથી બોલ્યો : તું જાય છે ત્યાં જ તો. આજે એની ગાય ચોરી લઈ જવી છે. બાવાનું તો લોકો પૂરું કરશે."

"વાહ! તો તો સરસ સંગાથ થઈ ગયો" જાદુગર બોલ્યો.

બંને જણુ વાતો કરતા કરતા સાધુની ઝૂંપડી પાસે આવી પહોંચ્યા. ત્યાં ચોરને વિચાર થયો કે હું ગાય લઈ જાઉં પછી આ જાદુગર બાવાને મારવા બેસે તો સારૂં. નહિ તો ટોટો પીસતાં બાવો ચીસ પાડી ઊઠશે તો મારૂં ગાય ચોરવાનું રહી જશે!

પેલા જાદુગરે વિચાર કર્યો કે હું બાવાને મારી નાખું, પછી આ ચોર ગાય લઈ જાય તો સારૂં, નહિ તો ગાય ભાંભરશે તો બાવો જાગી જશે ને મારી મનની મુરાદ મનમાં રહી જશે. ચોરે જાદુગરને કહ્યું: "હું ગાય ચોરીને જાઉં, પછી તું બાવા પર હલ્લો કરજે."

જાદુગરે ચોરને કહ્યું : "હું બાવાને મારી નાખું, પછી તું ગાય છોડી લઈ જજે."

બંનેએ એકી સાથે બીજાને જરાવાર થોભી જવાનું કહ્યું, અને, બંનેએ એકી સાથે જવાબમાં બીજાને ના કહી.

છતાં બંનેએ એકબીજાને સમજાવવાનું ચાલુ રાખ્યું, પણ કોઈએ કોઈની વાત માની નહિ. પરિણામે બંનેનો મિજાજ ગયો, અને બાંયો ચડાવી બંને સામસામા ઘૂરકયા. ધસ્તાધસ્તી ને મુક્કામુક્કી શરૂ થઈ. બંને જણ સરખા જોરાવર હતા એટલે બરાબર જામી.

ચોરે ધાર્યું કે આ જાદુગર છે, હું એને નહિ પહોંચું. માટે બૂમ પાડવા દે."

જાદુગરે ધાર્યું કે આ જબરો છે, હાડકાં ભાંગી નાખશે. લાવ બૂમ પાડું.

બંનેએ એકી સાથે બૂમ પાડી. :

" એ સાધુબાવા, જાગજો, આ તમારૂં ખૂન કરવા આવ્યો છે."

“ એ બાવા દોડજો, આ તમારી ગાય લઇ જવા આવ્યો છે.”

સાધુ ઝબકીને જાગી ઊઠયા. ઝટપટ ઊઠી ઝાંપો ખસેડી બહાર આવી ઊભા. તેમને જોઈ આ બંને જણ લડતા બંધ થઈ ગયા ને તેમની પાસે એકબીજાની ચાડી ખાવા લાગ્યા.

જાદુગર કહે: “ મહારાજ ! આ તમારી ગાય ચોરી જવા આવ્યો હતો. ”

ચોર કહે : “ મહારાજ ! આ તો તમારૂં ખૂન કરવા આવ્યો હતો.”

સાધુ પળવાર વિચાર કરી બંનેનો અકકેક હાથ પકડી ઝુંપડીમાં લઈ ગયા. પછી બોલ્યા : “ ઘડી બેસો, આરામ લો. લડીને થાકયા હશો.”

બંને જણ બેઠા. તાપણાના અજવાળામાં ઝગારા મારતું સાધુનું મોં બંને જોઇ રહ્યા. એક પત્રાવળીમાં થોડો લીલોસૂકો મેવો કાઢી તેમની સામે ધરી સાધુએ કહ્યું : “ પ્રસાદ છે, લો.”

ચોર અને જાદુગર પળ વાર એકબીજાની સામું

જોઈ રહ્યા. પણ સાધુનો આગ્રહ તેમનાથી પાછો ઠેલી શકાયો નહિ. તેમણે ખાધું.



પછી સાધુ ઊભા થયા, અને ખીલેથી ગાય છોડી લાવી એનું દામણું ચોરના હાથમાં આપતાં બોલ્યા: "લે ભાઈ! મારા કરતાં તારે આ ગાય વધારે

કામની છે. હું ખુશીથી તને એ આપું છું. તું લઇ જા.”

ચોર તો આભો બની સાંભળી રહ્યો. દામણું એના હાથમાંથી નીચે પડી ગયું. સાધુએ એ જોયું નહિ. એ જાદુગર તરફ ફરી બોલ્યા: “ચાલ ભાઈ, તને ખુશીથી હું મારો જીવ કાઢી દેવા તૈયાર છું. કાઢ છરી.”

“માફ કરો, મહારાજ! મને માફ કરો. મારી ભૂલ થઇ.” એકી સાથે ચીસ પાડી ચોર અને જાદુ-ગર બંને જણા સાધુના ચરણ આગળ ઢળી પડયા અને પોશપોશ આંસુએ સાધુના પગ પખાળવા લાગ્યા.

“ઊઠો, સંતો! ઊઠો, તમે તો મારા વહાલા ભાઇઓ છો.” કહી સાધુએ તેમને બેઠા કર્યા.

પછી આખી રાત એ ઝૂંપડીમાં એ ત્રણે જણે ભજનોની ધૂન જમાવી.

# સોનાની દુનિયા

એક હતો રાજા. ખરેખરો લોભિયો. એનો ખજાનો સોના મહોરોથી છલોછલ ભરેલો, તોય એને સંતોષ નહોતો. રોજ સવારે ઉઠે કે તરત ખજાનો જોવા જાય, સોના મહોરોનો ઢગલો જુએ ને રાજી થાય. રાતે ખજાનાનાં દર્શન કર્યાં વગર સૂતો હોય તો એને ઉંઘ ન આવે. એવો ભારે એને સોના પર પ્રેમ.

એને એક છોકરી. એનું નામ ચંપા. ચંપા બરાબર ચંપા કળી જેવી કોમળ ને સુંદર.

રાજાના મહેલની ચોતરફ સુંદર બાગ હતો. સવાર સાંજ રાજા એ બાગમાં ફરવા માટે જતો. બાગમાં નાનકડું એક તળાવ હતું. નીતર્યું કાચ જેવું એમાં પાણી રહેતું. નાની નાની રંગબેરંગી માછલીઓ એમાં તરતી દેખાતી. બાગમાં ભાત-

ભાતના ને જાત જાતના અસંખ્ય ફુલછોડ હતાં. ફુલછોડને વૃક્ષોની હારો આગળ રાજા ફરતો જાય, જે મનમાં વિચાર કરતો જાય કે આ બધા છોડોને ઝાડ સોનાનાં જ હોય તો કેવું સરસ! મારી પાસે પછી કેટલી બધી દોલત થાય!

એક દિવસ રાજા સવારે દાતણ પાણી કરી બાગમાં ફરવા નીકળ્યો. ભાતભાતના ફુલછોડો જુએ છે ને મનમાં હરખાય છે. એવામાં તેણે એક ગુલાબ સુંદર ખીલેલું જોયું. એવું તો સરસ કે રાજાને તે ચુંટવાનું મન થયું. તેણે તરત જ હાથ લાંબો કરી તે ચૂંટી લીધું.

ચૂંટી રાજા જુએ છે તો આ શું! ગુલાબનો સફેદ રંગ ક્યાં ગયો! તેને ઠેકાણે પીળો સોનેરી રંગ ક્યાંથી આવી ગયો? અરે! આ તો આખું ફુલ જ સોનાનું બની ગયું છે! ઓહોહો! રાજા ખૂબ હરખાયો. તે બોલ્યો: "હં. ઘડી પહેલાં આ ફુલની કિંમત પાઈનીય નહોતી, હવે એની કિંમત દશ સોનામહોરો જેટલી થઇ ગઈ છે! હું કેવો નશીબદાર!"

રાજાએ બીજું ફુલ ચૂંટયું : ઓહો! તે ય સોનાનું થઈ ગયું! છોડ ઉપર તો કંઈ સોનાનું નહોતું, ત્યારે ચુંટાયા પછી શી રીતે સોનાનું થઇ ગયું? રાજાને એની સમજ ન પડી.

રાજા આગળ ચાલ્યો. તેના મનમાં ખૂબ આનંદ હતો. આજે બે સોનાનાં ગુલાબ તેના હાથમાં હતાં!

" સ્વાગતમ્! " મહારાજ!"

રાજા એક વૃક્ષ તળે જઇ પહોંચતાં તે ઝાડની ડાળીએ ઝુલતા પિંજરામાંથી પોપટે રાજાને આવતો દેખી આ શબ્દો ઉચ્ચાર્યા. રાજા હાથમાં ગુલાબનાં ફુલ રમાડતો હતો. આ વખતે તે આનંદમાં તો હતો જ, તેમાં વળી પોપટે બોલાવ્યો એટલે ઉત્સાહથી તે પાંજરા પાસે ગયો.

પોપટ બોલ્યો : "છો તો કુશળ ને મહારાજ!"

રાજાએ પોપટને રમાડવા પાંજરામાં હાથ નાખ્યો. હાથની આંગળીઓ પોપટને અડી. અરે! આ શું? પોપટ કેમ કંઈ બોલતો નથી? એની ચાંચ અને પાંખ અધખુલી જ કેમ રહી ગઈ? એનો ફડફડાટ ને કલરવ ક્યાં શામી ગયાં? આ થયું શું?

રાજાને પોપટનું શરીર ભારે થઈ ગયું લાગ્યું. ધારીને જોતાં જણાયું કે ઘડી પહેલાંનો પીંછાનો પોપટ સોનાનો બની ગયો હતો! પાંજરૂં પણ સોનાનું થઇ ગયું હતું !

રાજા તો એ જોઇ ખૂબ ખુશ થયો. તે બોલ્યો: "વાહ! આજે તો મારે સોનાનો સૂરજ ઊગ્યો છે!"

હવે તેને સમજ પડી કે જે ચીજને તેનો હાથ અડે છે, તે સોનાની બની જાય છે. તેણે તે ઝાડની ડાળીએ હાથ અડકાડયો, અને હો! તે ય સોનાની નરી સોનાની બની ગઇ. રાજાએ થડ ઉપર હાથ લગાડયો, અને આખું ઝાડ સોનાનું બની ગયું. રાજા તો આશ્ચર્યથી આંખો ફાડી ફાડી જોઈ રહ્યો. ખરેખર આખું ઝાડ સોનાનું બની ગયું હતું. કેટલું બધું સોનું! હવે તેને સોનામહોરોની શું. ખોટ? રાજાના હાથમાં જ સુવર્ણ બનાવવાનો કીમિયો વસી ગયો હતો.

પણ એટલેથી એનો લોભ મટે? એક પછી એક તમામ ઝાડોને એણે સ્પર્શ કર્યો અને એ બધાં ય સોનાનાં બની ગયાં. નાના નાના તમામ છોડવાં ને

ફુલો પણ સોનાનાં બની ગયાં. પછી તે જળાશય તરફ ગયો. અને તે ય સોનાનું બની ગયું.

આમ આખો બાગ સોનાનો બનાવી દઈ હરખાતો હરખાતો તે મહેલમાં આવ્યો. પગથિયાં ચઢતો જાય ને નીચો વળી પગથિયે હાથ અડાડતો જાય. આમ આખો મહેલ એણે સોનાનો બનાવી દીધો.

ઓહો હો! હું કેવો નસીબદાર છું! મારી તોલે આવે એવું જગતમાં હવે કોઈ નથી. મારી પાસે કેટલું સોનું! મારો હાથ જેને અડકે તે સોનું થઈ જાય!

"દાસી, પાણી લાવ" રાજાએ ખુરશીમાં બેસતાં હુકમ કર્યો. ખુરશીને હાથ અડતાં તે ય સોનાની બની ગઈ. સોનાની ખુરશીમાં પડયો પડયો રાજા મહેલની સોનાની ભીંતો સામે જોઈ રહ્યો.

એટલામાં દાસી પાણી લઇને આવી. રાજાએ હાથ લાંબો કરી પ્યાલો લીધો; પણ પ્યોલો અને અંદરનું પાણી બધું સોનાનું બની ગયું! રાજા પ્યાલું હોઠે માંડી પાણી પીવા જાય ત્યાં સોનાનો ગાંગડો તેના દાંતે લાગ્યો.

"બીજો પ્યાલો લાવ" તેણે દાસીને ફરી હુકમ કર્યો. બીજી વાર દાસી પાણી લાવી. ફરી રાજાનો હાથ અડકતાં એ જ દશા થઈ.

હવે શું કરવું? રાજાએ એક યુક્તિ શોધી કાઢી. તેણે દાસીને કહ્યું, "તું મારા મોંમાં પાણી રેડ. હું મોં ફાડી બેસું છું."

રાજા ખુરશીમાં મોં ફાડી બેઠો, ને દાસીએ પોતાના હાથમાં પ્યાલો રાખી પાણી રેડયું. રાજા કહે: "હશે, એમાં શું? આટલી અડચણ જરા સહી લેવી પડશે, પણ હાથમાં કેવો કિમિયો આવી ગયો છે!"

રાજાએ હોકો મંગાવ્યો. એ પીવા બેઠો; પણ દાસીએ હોકાની નળી રાજાના મોંમાં મૂકી ત્યારે વખતે હાથ અટકી જાય ને હોકો સોનાનો બની જાય એ બીકે રાજા બે તરફ હાથ લાંબા કરી પડયો હતો.

એટલામાં રાજકુંવરી ચંપા હાથમાં કંઈક લઈને આવી. રાજાની સામે બેસી તેણે ઢાંકી રાખેલો કાગળ ઉપાડયો. પછી તે બોલી: "જુઓ બાપુ! મેં આજે માટીનો કેવો સરસ વાઘ બનાવ્યો છે!"

રાજાને ચંપા બહુ વહાલી હતી.

વાઘ જોવા તે ખુરશી પર બેઠો થયો પણ એમ કરતાં હોકાની નળીને તેનો હાથ અડકી ગયો. હળવે રહીને તેણે તે આઘો ખસેડી દીધો.

"બાપુ! જુઓ, આ વાઘના માથા પર શું છે? કહો જોઈએ?" ચંપાએ પિતાને પૂછ્યું.

"તું જ કહે ને, ચંપા! એ શું છે?"

"એ તો વાઘ. વનનો રાજા ખરો ને એટલે મેં એના માથા પર મુગટ મૂક્યો છે. કેવો સરસ દેખાય છે!" આમ કહી વાઘ હાથમાં લઈને તે ઝપાટાબંધ ત્યાંથી દોડી ગઈ.

"ઊભી રહે જોઉં." રાજાએ બૂમ પાડી, પણ તે દોડી ગઈ.

જમવાનો વખત થયો. રાજા જમવા બેઠો. વિવિધ પકવાનથી ભરેલો થાળ સામે પડ્યો છે. રાજાએ કોળિયો ભર્યો, પણ હાથથી એ સોનાનો બની ગયો. પાણી તો જેમ તેમ કરી પીધું પણ ખાવાનું એમ શી રીતે બને? રાજા વિચારમાં પડી ગયો.

"બાપુ! બાપુ! આ ફૂલ તો જુઓ! કેવું સરસ છે પણ એમાં કશી સુગંધ જ નથી!" એમ કહેતી ચંપાકુમારી દોડતી આવી પહોંચી.

"એ તો સોનાનું ફૂલ છે, ચંપા!" રાજાએ કહ્યું.

"મારે મારા વાઘને માટે ફૂલની માળા બનાવવી હતી, પણ હવે શું કરૂં? બાગમાં એકે ફૂલ સારૂં નથી."

રાજાને ચંપા પર ખૂબ વહાલ થતું હતું. એને રમાડવાનું મન થતું હતું, પણ શું કરે? એટલામાં તો ચંપા એના ખોળામાં કૂદી પડી. હંમેશની ટેવ પ્રમાણે રાજાએ એના માથા પર હાથ મૂકી દીધો. ખલાસ! ચંપા સોનાની બની ગઇ! સોનાની પૂતળી! હાલે ય નહિ ને ચાલે ય નહિ, બોલે ય નહિ ને સાંભળે ય નહિ. હસે ય નહિ ને રુવે ય નહિ. રાજા તો એ જોઈ મૂઢ બની ગયો.

ખવાય નહિ, પીવાય નહિ ને કોઇને સ્નેહથી રમાડાય પણ નહિ! ફુલ સરખી કોમળ કુંવરી પણ સોનાની પૂતળી બની ગઈ! રાજાને બહુ લાગી

આવ્યું. એને થયું : આ હાથને હવે શું કરૂં ? ક્યાં બાંધી મૂકું ?

ધીરે ધીરે એને સોના તરફ તિરસ્કાર આવવા લાગ્યો. એને એમ થઈ ગયું કે આ બધા સોનાના મહેલો, સોનાનાં ફુલો ને સોનાનાં ઝાડોને મારે શું કરવાં છે ? ખવાય નહિ, પીવાય નહિ. કશા ય કામમાં આવે નહિ એવું સોનું મારે શું કરવું છે ? મારે એ નથી જોઈતું.

વિચારમાં ને વિચારમાં રાજા ઊંઘી ગયો. એ જાગ્યો ત્યારે સાંજ પડવા આવી હતી. પેટમાં કક-ડીને ભૂખ લાગી હતી. ગળું તરસથી શોષાતું હતું. એણે પાણી માગ્યું. હાથમાં પ્યાલું લીધું, પણ ઓહ ! પ્યાલું સોનાનું કેમ ના થઈ ગયું ?

રાજાએ પાણી પીધું. થોડી વારે " બાપુ ! જોયો મારો વાઘ ! " કરતી ચંપા ઊંઘમાંથી જાગતી હોય તેમ ઉઠી, ને પોતાના નાનકડા હાથ રાજાને ગળે વીંટાળી હીંચવા લાગી.

રાજા પણ આનંદમાં આવી ગયો. હવે એને સમજાયું કે સોનાને—ધનને એક જ જગ્યાએ, એક જ



માણુસના કબજામાં સ્થિર કરી રાખવાથી દુઃખ છે. લક્ષ્મીને તો વહેતી જ રાખવી સારી એનો મહેલ, બાગ ઝાડ ને જળાશય બધું હતું તેવું થઇ ગયું.

બીજે દિવસથી ખજાનાની સોનાની મહોરો છૂટે હાથે વપરાવા લાગી. રાજાએ અનેક લોકોપયોગી કામો કરાવ્યાં. હવે એ ઉદાર બની ગયો હતો.

## બે ડોશીઓ

ગામ છેવાડે બે ડોશીઓ રહેતી હતી. બંનેનાં ઘરનો કરો એક જ હતો. ઘરની સામે નાનકડી ટેકરી પર સાધુસંતોનો આશ્રમ હતો.

બંને ડોશીઓ આશ્રમમાં કામકાજ કરવા જતી અને આશ્રમના સાધુઓની કૃપાથી એમને અન્ન-વસ્ત્રોની કદી તાણ પડતી નહિ.

રહેતી જોડાજોડ, કામ કરતી સાથોસાથ, પણ બંને ડોશીઓના સ્વભાવમાં ખૂબ જ અંતર હતું. એક હતી ઉદાર. આપવા જેવું બહુ ઓછું હતું છતાં પોતાના જેવા ગરીબ ગરબાંને વખતોવખત કંઈ કંઈ આપ્યા કરતી. બીજી હતી કંજુસ, આપવા જેવું એની પાસે ઘણું ભેગું થયું હતું, પણ કદાપિ કોઈને ય કશું આપતી કરતી નહિ.

એક સાંજે આકાશમાં ભયંકર ગાજવીજ થવા

લાગી, તોફાની પવન ફૂંકાવા લાગ્યો, વૃક્ષો, માનવીઓ ને પશુઓ સૌ થરથરવા લાગ્યાં. સાથે સાથે મૂશળધાર વરસાદ શરૂ થયો.

બંને ડોશીઓ પોતાનાં ઘરમાં ભરાઈ બેઠી હતી. એકાએક કંજૂસ ડોશીનાં બારણાં પર ટકોરા સંભળાયા... ડોશી વાળુ કરવા બેઠી હતી. વખતે કોઈ તોફાનમાં ફસાયેલો મુસાફર હશે તો વાળુમાં ભાગ પડાવશે એમ ધારી ડોશીએ ઝટઝટ ખવાય એટલું ખાઈ લીધું. બાકી વધ્યું તે ઢાંકી દીધું. પછી હાથ-
[illegible] ધોઈ તેણે બારણું ઉઘાડયું.

ઉઘાડતાં ઉઘાડતાં બોલી : “રાત દહાડો કોણ [illegible]ણે ક્યાંથી આવી બલા આવે છે. ઘડી જંપીને [illegible]ખવાય દેતી નથી!”

[illegible] બારણું ઉઘડયું કે એક સૌમ્ય શાંત સાધુની [illegible] ડોશી સ્તબ્ધ થઈ ગઈ. સાધુએ તોફાનથી [illegible] પર જાડો કોથળો નાંખેલો હતો. એ [illegible]ળા પર થઈને પાણીનાં બિંદુઓ [illegible]

સાધુ બોલ્યા : 'બટકું રોટલો મળશે મૈયા?"

ડોશીને ખબર હતી કે આવા સાધુસંતો સેવાના બદલામાં અનેકગણું દેતા જાય છે, એટલે તેણે તરત જ ભોજનની થાળી લાવી હાજર કરી. બદલામાં ઘણું મળવાની ખાતરી હોય તો થોડું આપતાં ડોશી અચકાય એવી નહોતી.

પણ સાધુ જમવા બેઠા નહિ. ડોશી સાધુના મોં સામે જોઈ રહી, એ ચહેરા પર કોઈ જુદું જ તેજ ઝબકારા મારી રહ્યું હતું. આશ્રમના તમામ સાધુઓને ડોશી ઓળખતી હતી, પણ આને કદી જોયો નહોતો. એના ચહેરા પર એવી સુકોમળ નમ્રતા અને પવિત્રતા હતી કે પહેલી જ ઓળખાણે તેનું દિલ આરપાર જોઈ શકાય. પણ ડોશીને એ જોવાની ફુરસદ નહોતી. સાધુ કોણ છે એ જાણવા કરતાં એ શું લાવ્યો છે એ જાણવાને તે વધારે આતુર હતી.

"કેવું ભયંકર તોફાન!" સાધુએ મૌન તોડ્યું. "શ્રીમંતોને તો ગમે તેવા તોફાનમાં પણ પોપચું સરખું ફફડવાનું નથી, પણ બિચારાં ગરી-બોનું શું? અનાથોનું શું?"

"સાધુસંતોની દયા ન હોત તો મારા જેવાં ગરીબોની કેવી વલે થાત! હા પ્રભુ!" ડોશી બોલી.

"એટલે જ તો મૈયા, આ તોફાનમાં હું તારે બારણે આવ્યો છું." સાધુના મુખ પર દીપ્તિ દેખાઈ. "જે અન્નહીનને અન્ન અને વસ્ત્રહીનને વસ્ત્ર આપે છે તેને ધન્ય છે. સ્વર્ગનાં બારણાં તેમને માટે ખુલ્લાં છે."

"ધન ભાગ્ય એનાં!" સાધુ હવે ઉદારતાથી પોતાને કંઈ બક્ષિસ આપી જશે એ આશાએ હરખમાં આવી ડોશી બોલી.

"મૈયા," સાધુ બોલ્યો: "ધનભાગ્ય છે તારાં. તારા કરતાં યે વધારે દીન અને દુ:ખી લોકો માટે સહાય મેળવવા હું અત્યારે અહીં આવ્યો છું. એ અજાણી દુ:ખી બાઈઓ આજે આશ્રમમાં આશ્રય લેવા આવી છે. વીજળી પડવાથી બંનેનાં ઘરનો નાશ થઈ ગયો છે. ઘરમાંનું બધું બળીને ખાખ થઇ ગયું છે. બિચારી ગરીબ, વૃદ્ધ, નિરાધાર ડોશીઓ! આશ્રમની તમામ ઓરડીઓ આવાં નિરાશ્રિતોથી

ભરાઈ ગઈ છે. છતાં અમે એમને આશરો આપ્યો છે. પણ પહેરવા ઓઢવાનું અમારી પાસે કશું નથી. તું જો આજની રાત કંઇ ઓઢણપાગરણ આપી શકે તો સવારે કેટલાંક માણસો જશે એટલે તને પાછું મોકલી આપીશ. તારે તો આવું સલામત ઘર છે ને ઓઢવા પાથરવાનું ઘણું છે એટલે કંઈક તો જરૂર આપી શકીશ.”

ડોશી નિરાશ થઈ ગઈ. એનો અવાજ ઊતરી પડયો. તે બોલી: મહારાજ ! થોડેક આઘે ગયા હોત તો પૈસાદારોની ક્યાં ખોટ હતી ? મારૂં ગરીબનું જ ઘર તમને જડયું ! મારી દશા દાન લેવા જેવી છે કે દાન દેવા જેવી છે, એનો તો જરા વિચાર કરી જોવો હતો.”

“ એક ધાબળો પણ નહિ આપી શકે મૈયા ? એ બિચારી ડોશીઓ ટાઢે થથરે છે.”

ડોસી ચમકી. હમણાં થોડાક દિવસ ઉપર તેને એક સુંદર ગરમ ધાબળો મળ્યો હતો. તે અંદરના ખંડમાં ગઈ. “ નવો ધાબળો તો કેમ અપાય ? ”

તે બબડી. જુનો ધાબળો લઈ તેણે ગડી વાળી, પણ વાળતાં વાળતાં ધાબળાના બેશુમાર ગુણો તેના મનમાં ઉભરાઈ આવ્યા. “ બરાબર જોઈએ એવડો જ છે. સાત વરસથી વાપરૂં છું તોયે એવો ને એવો છે. એ ભટકતી ડોશીઓ કોણ જાણે ક્યાંથી આવી હશે ! ઊંઘમાં મારા ધાબળાને લાતો મારી કેવો ય કરી નાખે ! રખડુને શું ભાન ! જનમારામાં કદી ધાબળો જોયો હોય તો ને—એ તો કોથળા પર સૂનારીઓ.”

જેમ જેમ વિચાર કરતી ગઇ તેમ તેમ તેને પોતાની ધારણા સાચી લાગતી ગઈ. એકાએક તેને યાદ આવ્યું કે આવી ભટકતી બલામાં, ઘણાં તો રોગિયાં હોય છે. હાય ! હાય ! એવાંને ધાબળો કેમ અપાય ? પેલાં બે વરસ પર રોગિયાં આવેલાં, તેમણે વાપરેલી ચીજો બાળી નાખવી પડેલી. મારા ધાબળાની પણ એવી જ દશા થાય. આવો સરસ ધાબળો ! એ કેમ બાળી નખાય !

આમ વિચારી તેણે ધાબળો પાછો મૂકી દીધો. પછી એક પાતળી રજાઈ લીધી. પણ તરત જ અંહ !

આ તો મારા બાપાના ઘરની છે, કહી મૂકી દીધી. એક જૂની જીરણ શાલ ખીંટીએ લટકતી હતી, તે લઈ વાળવા માંડી, પણ તરત યાદ આવ્યું કે આડે દિવસે આ શાલ ધાબળાનું કામ કરે છે; એ તો ન જ અપાય.

પછી કચવાતે મને એક ફાટેલી ચાદર લઇ તે બહાર આવી બોલી: “ આજે આવી દેખાય છે પણ લીધી ત્યારે એવી સરસ હતી ! આઠ આનાથી ઓછું નહિ બેઠું હોય. ”

“ આથી વધારે તમે કંઈ નહિ આપી શકો ?” સાધુએ ચાદર લઈ ખભે નાખી પૂછ્યું.

“ હાય હાય ! શું બોલો છો ? મારા ઘરમાં બીજું આપવા જેવું શું છે ! કંઇ આપું તો આખી રાત હું વાથી મરી જાઉં. ”

“ બિચારી બાઈઓ ટાઢમાં થથરે છે ! સાચું કહું છું, તમારા જ જેવડી છે. બધું જ ગુમાવી બેઠી છે. ”

પણ એની વિનંતિની ડોશી પર કશી અસર

થઈ નહિ. એટલે સાધુએ ત્યાંથી નીકળી પડખેના બીજી ડોશીના ઘરનું બારણું ખખડાવ્યું. અહીં પણ એણે એની એ જ વાત કરી. નિરાધાર વૃદ્ધ બાઈઓની વાત સાંભળી ડોશીનું હૈયું ભરાઇ આવ્યું, તે બોલી: "ઈશ્વરકૃપાએ હમણાં જ મને એક સરસ નવો ધાબળો મળ્યો છે, લ્યો લઈ જાઓ."

આમ કહી તેણે નવો ધાબળો આપ્યો. તરત પાછી બોલી: "આ જુનો પણ લેતા જાવને, કામ લાગશે; અને રજાઇ, આ ચાદર પણ અહીં શાં ખપનાં છે? એક રાત તો જેમ બને તેમ ખેંચી કાઢીશ. બિચારી બાઇઓ ટાઢે ફફડતી હશે. મારાં કપડાં પણ એમને કામ લાગશે, લઈ જાઓ, જરૂર લઇ જાઓ."

ડોશીએ જેટલું આપ્યું તેટલું મૂગાં મૂગાં સાધુએ લીધા કર્યું. તેના મુખ ઉપર ઉજ્જવળ સ્મિત વિલસતું રહ્યું!

"લ્યો, આ પણ લઈ જાઓ, આ પણ લઈ જાઓ. વળી રાત્રે કોઈ આવી ચઢશે તો કામ લાગશે.

હું તો મારે આ કોથળા પર જ રાત કાઢી નાંખીશ" ડોશીએ ઘરમાંથી લગભગ બધું જ સાધુને દઈ દીધું.

*

સાધુના ગયા પછી તોફાન ખૂબ જોરથી ઊપડયું. આકાશમાં ભયંકર ગડગડાડ થવા લાગ્યો. વૃક્ષો કડડ કરતાં પડવા લાગ્યાં. આખરે એક ભયંકર વેગથી અગ્નિના કોરડા જેવી વીજળી બંને ડોશીઓનાં ઘર પર તૂટી પડી ને જમીનમાં ઊતરી પડી. બંને ડોશીઓ બચી ગઈ પણ બંનેનાં ઘર અને ઘરમાં જે કંઈ હતું તે બધું બળીને સાફ થઈ ગયું!

દુઃખની ચીસો નાખતી બંને ડોશીઓ તોફાનમાં અથડાવા લાગી. 'ત્યાં ચાલો મારા આશ્રમમાં' એવો સાધુનો મધુર સાદ સંભળાયો. બંનેનો હાથ ઝાલી દોરી સાધુ તેમને આશ્રમમાં લઈ આવ્યો.

એક દિવાલ પાસેના છાપરા હેઠળ ઉદાર ડોશીએ આપેલી બધી ચીજો પડી હતી.

"તારૂં છે તે તને પાછું મળે છે, મૈયા!" સાધુએ કહ્યું: "તેં જે દાન કર્યું તે તને જ

કર્યું છે."

"પણ પેલી બે બાઈઓ ?" ઉદાર ડોશીએ ચિંતાથી પૂછ્યું.



"એ તમે જ બે જણ છો. તેં ઉદાર બની નિરાશ્રિતોને માટે જે કંઇ બચાવ્યું તે ઈશ્વરે તારે માટે

બચાવ્યું છે" સાધુ બોલ્યો.

બીજી ડોશી તરફ જોઈ તેણે પેલી ફાટેલી રજાઈ આપી કહ્યું: "તારું બધું બળી ગયું માત્ર આટલું જ બચ્યું છે, કારણ કે એટલું જ તેં બચાવ્યું છે. આજે એ આવી દેખાય છે, પણ લીધી ત્યારે ખૂબ સરસ હતી! આઠ આનાથી ઓછું નહિ બેઠું હોય." કંજુસ ડોશી કંઈ બોલી નહિ, માત્ર નીચું મોં ઘાલી ગઈ.

સાધુ માત્ર ધીરેથી હસ્યો.

વીજળીના એક ચમકારે રાત્રિના અંધકારમાં સાધુની આખી દેહને તેજોમય કરી દીધી.

# બદામ અને કોડી

"ગામમાં કદી માણસની કદર થતી નથી. હવે તો આપણે પરદેશ જઈ કમાઇ આવીએ."

આવો વિચાર કરી બે મિત્રો પરદેશ ગયા, અને કોઈ એક ગામમાં એક ધનિક શેઠને ત્યાં નોકર રહ્યા. બંને બુદ્ધિશાળી હતા, એની ના નહિ, પણ સાથે-સાથે અવિશ્વાસુ, લોભી, આખાખાઉ અને ઠગ પણ હતા. એકનું નામ હતું બદામ અને બીજાનું નામ હતું કોડી.

શેઠને ત્યાં જબરદસ્ત ખેતીવાડી હતી. શેઠે બંને જણને ખેતરમાં પાણી પાવાના કામ પર મૂકયા. સવારથી સાંજ સુધી બંને મિત્રો કૂવામાંથી બળદ જોડી કોશ ખેંચાવે ને ખેતરમાં પાણી પાય. એમ કરતાં કરતાં કેટલાક દિવસ પછી એમને જણાયું કે કોશનું પાણી ડાબી તરફ ઘણું વહી જાય છે ને ત્યાં જ જમીનમાં પચી જાય છે.

બદામે વિચાર કર્યો કે નક્કી એ પોચી જમીનમાં કોઈએ કંઈ ધન દાટેલું હોવું જોઈએ, માટે આજે રાત્રે આવી ત્યાં ખોદી જોઈશ.

કોડીને પણ તે જ વખતે એવો વિચાર સૂઝયો કે મારે આજે આ પોચી જમીન ખોદી જોવું તો ખરૂં કે એમાં શું છે?

બંને જણે મનમાં આ પ્રમાણે ગોઠવણ કરી, પણ એકે બીજાને વાત કરી નહિ. વાત કરે તો બીજાને ભાગ આપવો પડે ને!



રાત્રે બદામ ઊઠયો અને કોદાળીપાવડો લઈ ખેતરમાં ચાલ્યો. કૂવા પાસે આવતાં જુએ છે તો પેલી પોચી જમીન આગળ બેસીને કોઈ ધીરેધીરે ખોદતું હતું! બદામે ધારીધારીને જોયું તો કોડી દેખાયો! આણી તરફ ખોદતાં ખોદતાં પગસંચાર સાંભળી કોડીએ નજર ફેરવી જોયું, તો બદામ દેખાયો! બંને જણ

એક બીજાની યુક્તિ કળી ગયા ને ખૂબ હસી પડ્યા.

પછી બંને દોસ્તોએ નક્કી કર્યું કે આપણે એકબીજાને આમ છેતરવાનું કરવું નહિ. પણ બંને જણે સાથે કામ કરી જે કંઈ મળે તે સરખે ભાગે વહેંચી લેવું.

ઠરાવ પ્રમાણે બંને જણે ખોદવા માંડ્યું. ખોદતાં ખોદતાં બદામની કોશની અણી કંઈક ધાતુના નક્કર પદાર્થને વાગી—બદામ સમજી ગયો કે અહીં તો ચરુ દાટેલા છે. વળી પાછો તેને વિચાર આવ્યો કે ચરુની વાત કરીશ તો કોડીને ભાગ આપવો પડશે. એટલે એણે ચરુવાળા ભાગ પર માટી છાવરી દીધી અને થોડો વખત આમતેમ ખોટું ખોટું ખોદી નિરાશ થઈ કોદાળી પાવડો ફેંકી દઈ બોલી ઊઠયો: "હત્તારીની! મહેનત બધી નકામી ગઈ! કંઈ નીકળ્યું નહિ."

કોડી સમજી ગયો હતો કે બદામ કંઈ ઠગાઈ કરે છે, પણ તે બોલ્યો નહિ. છેવટે બંને જણે ખોદવાનું બંધ કર્યું અને ઘેર જઈ સૂતા.

સૂતા, પણ ઊંઘ કેમ આવે ? થોડી વારમાં કોડી ધીરે રહીને ઊઠયો, અને સીધો ખેતરમાં જઇ ખોદવા બેસી પડયો. બદામે જ્યાં ખોદેલું ત્યાં ખોદતાં ખોદતાં તેને સોના-મહોરોથી ભરેલો એક તાંબાનો ચરૂ જડી આવ્યો. ઝટપટ તેણે ચરૂ કાઢી લીધો, જમીન પાછી હતી તેમ કરી દીધી, અને ચરૂ ખભે ચડાવી ઊપડયો.



ખેતરથી થોડેક દૂર એક તળાવ હતું. કોડી એ તળાવને કાંઠે ગયો અને એક ખૂણે ખાડો ખોદી ચરૂ ત્યાં દાટી દીધો. પછી પોતે ઘેર આવી છાનોમાનો સૂઈ ગયો.

કલાક બે કલાક રહીને બદામ જાગ્યો. તે હોંશમાં ખેતરમાં ગયો ને ખોદવા લાગ્યો. પણ ચરૂ ગુમ થયેલો જણાયો. એને ખાતરી થઈ ગઈ કે કોડી વહેલો આવી કાઢી ગયો હોવો જોઇએ. એ દોડતો દોડતો કોડી સૂતો હતો ત્યાં ગયો. જોયું તો કોડીના

પગની ધુંટી આગળ કાદવના લોંદા ચોંટેલા હતા. એટલા પરથી બદામ સમજી ગયો કે કોડીએ તળાવના કિનારા પર ક્યાંક ચરૂ દાટેલો છે.

એ તો ગયો તળાવે. કિનારેકિનારે ફરવા લાગ્યો. તળાવની ચોતરફ પ્રદક્ષિણા ફરી વળ્યો. પરિણામે તેને જણાયું કે ત્રણ બાજુએ એ ગયો ત્યારે એનો પગરવ સાંભળી કિનારા પર સૂતેલાં દેડકાંઓ પાણીમાં કૂદી પડયાં હતાં, જ્યારે એક બાજુ દેડકાં હતાં જ નહિ. આ પરથી તેણે અનુમાન કર્યું કે એ દેડકાં વગરના કિનારા પર જ કોડીએ ચરૂ દાટેલો હોવો જોઇએ. તે વખતે દેડકાં કોડીના ખોદવા વગેરેના અવાજથી પાણીમાં નાસી ગયાં હશે.

આમ વિચાર કરીને બદામ એ કિનારે કિનારે જમીન પર લાકડી ઠોકતો ઠોકતો ભારે પગે ચાલવા લાગ્યો. એટલામાં એક ઠેકાણે એને જગા પોચી જણાઈ. તરત એણે ત્યાં ખોદવા માંડયું; અને થોડી જ વારમાં અંદરથી ચરૂ નીકળ્યો. આઘોપાછો વિચાર કરવા થોભ્યા વગર ચરૂ માથે ચડાવી લઇ, એણે ચાલવા માંડયું. ક્યાં? પોતાના ગામ તરફ જ તો.

આ વખતે પ્રાતઃકાળ થવા આવ્યો હતો. બદામ ચરૂ લઈ ઊપડયો કે થોડી વાર પછી કોડી જાગ્યો. જાગ્યો એવો બદામની ખબર કાઢવા એના મુકામે ગયો. જુએ તો બદામ ગુમ ! ત્યાંથી એ સીધો તળાવ-કાંઠે ગયો; ત્યાં ચરૂ ગુમ થયેલો જણાયો. "નક્કી બદામ ચરૂ લઈ ઘેર જવા જ ઊપડી ગયો છે, માટે એનો પીછો લેવો જ જોઇએ."

એક વિચાર આવતાં તરત જ એ બજારમાં દોડયો અને તરત જ ઊઘડતી દુકાનમાંથી બે સુંદર ભરતભરેલી કીમતી મોજડીઓ ખરીદી લઇ પોતાને ગામ જવાના રસ્તા ભણી દોટ મૂકી. આડે રસ્તે થઈ એ બદામથી આગળ નીકળી ગયો અને ત્યાં રસ્તામાં એક મોજડી પડતી મૂકી. વળી એક ખેતરવા આગળ ગયો અને બીજી મોજડી રસ્તામાં નાખી પાસેના એક ઝાડ પર લપાઈ ગયો.

ત્યાં તો બદામ આવી પહોંચ્યો. એણે રસ્તામાં સુંદર મોજડી પડેલી જોઇ. એ લેવાનું એને ઘણું મન થયું. પણ એક મોજડીને શું કરવી, એમ ધારી એણે એ લીધી નહિ અને આગળ ચાલ્યો. થોડેક

દૂર ચાલતાં બીજી તેવી જ મોજડી તેના જોવામાં આવી; આ વખતે તેનું મન ઝાલ્યું રહ્યું નહિ. તેણે એ મોજડી લઇ લીધી અને તેની જોડ બનાવવા પાછળ આવી ગયેલી મોજડી લઇ આવવાનો વિચાર કર્યો. પણ એ બે ખેતરવા વળી આ ચરૂનો બોજો શા સારૂ નાહક માથે લઇને જવું ? હલકે માથે હમણાં હડી કાઢીને પાછો આવું છું, એમ ધારી તેણે ચરૂ ઝાડ નીચે પથરા પર મૂકયો અને મોજડી લઈ આવવા દોટ મૂકી.

બદામની પીઠ થઈ કે તરત કોડી ઝાડ પરથી નીચે ઉતરી ઉડયો અને ચરુ માથે ઉપાડી લઈ આડે રસ્તે થઈ દોટ મૂકી.

થોડી વારે બદામ મોજડી લઇ પાછો ફર્યો, પણ ચરૂ ગુમ થયેલો જણાયો. ચોર ચોરની ગત જાણે, એ પ્રમાણે તે તરત સમજી ગયો કે કોડી ચરૂ ઉપાડી ગયો છે. નક્કી એ ઘેર જ ગયો હશે. બીજે રસ્તે બદામ દોડતો ગામ પહોંચી ગયો અને કોડીને ઘેર જઈ એના બારણામાં જ ઊભો.

થોડીવારે કોડી ચરૂ લઈને આવ્યો એટલે બદામ

બોલ્યો: "અડધું મેં ખાધું અડધું તેં ખાધું; અડધું મેં ઊંચક્યું, અડધું તેં ઊંચક્યું, હવે સરખો હિસ્સો થઇ ચુકયો. ચાલ, ભાગ પાડી લઈએ."

કોડીથી ના કહેવાય એવું હતું નહિ. કારણ કે બૂમાબૂમ થવા દે તો આખો ચરૂ રાજા પડાવી લે. બંને મિત્રો ઘરમાં બેઠા, અને મહોરોનો ભાગ પાડવા લાગ્યા. અડધો અડધ ભાગ કરતાં એક મહોર વધી બદામ કહે: "એ મારી."

કોડી કહે: "એ મારી કેમ નહિ?"

છેવટે એવું ઠર્યું કે બદામ પોતાનો અડધો ભાગ ઘેર મૂકી આવે એટલામાં કોડી વધેલી મહોરના બજારમાં જઇ રૂપિયા લઈ આવે.

બદામ ભાગ લઈ ઘેર ગયો એટલે કોડીએ પોતાની સ્ત્રીને કહ્યું: "મારો નિશ્ચય છે કે આ મહોરમાંથી તો બદામને ભાગ ન જ આપવો. મારે એના કરતાં એક મહોર જેટલા તો ચડતા રહેવું જ જોઈએ, નહિ તો મારો વટ શું?" બદામ આવે તો શું જવાબ દેવો એ એણે સ્ત્રીને શીખવી દીધું.

થોડી વારે બદામ દૂરથી આવતો જણાયો. એને જોઇ કોડીની સ્ત્રીએ પતિની શિખામણ મુજબ છેડો વાળી મોટેથી પોક મૂકી : " હાય હાય રે! મારૂં નસીબ ફૂટી ગયું રે..."

બદામ કહે : " એટલામાં શું થઇ ગયું ? "

રોતાં રોતાં કોડીની સ્ત્રીએ કહ્યું : " તમારા ગયા પછી એકદમ હૃદય બંધ થઈ જવાથી એ તો મરી ગયા. જુઓ પેલા ખાટલામાં..." આમ કહી વળી તેણે ઠૂઠવો મૂક્યો.

બદામે જોયું તો શ્વાસ રોકી જડવત પડયો હતો. પણ તે એમ ગાંજ્યો જાય એવો નહોતો. તે બોલ્યો: " અરરર ! બિચારો મરી ગયો. મારે તો મોટી ઓથ ગઈ. એ તો મારો જીગરજાન દોસ્ત હતો. હવે એના શબને અહીં પડતું મૂકી મારાથી કેમ જતા રહેવાય? તમારે બીજું કોણ કામ કરનારૂં છે જે ? એટલે મારે જ હવે તો એને અગ્નિસંસ્કાર કરવો પડશે. "

આમ કહી બદામે કોડીને મડદાની પેઠે બાંધ્યો ને ઊંચકી લઈ ચાલ્યો. શ્મશાનમાં જઇ જુએ છે તો

પોતે દિવાસળી લાવવાનું ભૂલી ગયો હતો. કોડીને મૂકીને દિવાસળી લેવા જાય તો કોડી છટકી જાય. વળી રાત પડી ગઈ હતી; એટલે એણે કોડીને પાસેના ઝાડની ડાળીએ લટકતો બાંધ્યો અને આખી રાત એની ચોકી કરવાના ઇરાદાથી પોતે ઝાડ પર બેઠો.

મધરાત થઈ અને કેટલાક ચોર ત્યાં થઇને ચોરી કરવા નીકળ્યા. ઝાડ પર મડદું લટકતું જોઈ તેઓ ખુશ થયા કે આજે સરસ શુકન થયા છે, ઠીક માલ મળશે. અને બન્યું પણ તેમ જ. પાછલી રાતે ચોરો એક શ્રીમંતને ત્યાંથી માલમતાની ચોરી કરી ત્યાં આવી પહોંચ્યા. પોતાને આવા સરસ શુકન આપનાર આ મડદાની અગ્નિસંસ્કાર ક્રિયા કરવાનો તેમણે વિચાર કર્યો. માલમતા એક ખૂણે મૂકી તેમણે મડદું નીચે ઉતાર્યું અને લાકડાં પર ગોઠવ્યું. બદામ ઉપર બેઠો બેઠો બધું જોઇ રહ્યો હતો, અને કોડી મૂંગો-મૂંગો બધું સહી રહ્યો હતો; પણ પેલા ચોરોએ આગ લગાડવા જ્યાં ભડકો કર્યો ત્યાં કોડીની ધીરજ ખૂટી ગઈ અને પોતાના ચતુર બહાદુર મિત્રની આ દશા થતી જોઇ બદામની કઠોરતા પણ ઉડી ગઇ.

ચોર જ્યાં ભડકો કરી આગ મૂકવા જાય છે ત્યાં 'હું. ઉં. ઉં. ઉં...' કરતોકને કોડી રાડ પાડી ઊભો થઈ ગયો અને તેજ ઘડીએ' 'પકડો... પકડો—'ની બૂમ પાડતો બદામ ઝાડ પરથી ચોરો ઉપર તુટી પડયો. ચોરો સમજ્યા કે આપણા પર ભૂતોએ હલ્લો કર્યો છે, એટલે એ તો માલમતા પણ લેવા રહ્યા વગર ઊભી પૂછડીએ ભાગી થયા.

પછી બદામે કોડીને છૂટો કર્યો. બંને મિત્રો પોતપોતાની ચાલાકી જોઈ ખૂબ હસ્યા. પછી ચોરોએ પડતો મૂકેલો માલ બંને જણાએ સરખે ભાગે વહેંચી લીધો અને ઘેર ગયા.

પેલી મહોર પણ સરખે ભાગે વહેંચી લીધી એ કહેવાની જરૂર છે ખરી?

# માયા હસમુખી

એક હતી બ્રાહ્મણની છોકરી. એનું નામ હતું માયા. એવી આનંદી કે આખો દિવસ હસ્યા જ કરે. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, રમતાં, ભણતાં—અરે, ઊંઘમાં પણ એ હસ્યા કરે. એને કોઈ બે શબ્દો કહે, વઢે, તોપણ એને કાંઈ નહિ. રમતાં રમતાં પડી જાય ને વાગે તો પણ એ સહવાની તો ખરી જ. આખું ગામ એને "માયા હસમુખી," કહી બોલાવતું.



એમ કરતાં કરતાં માયા બાર વર્ષની થઈ.

ગામની બધી વસ્તી ખેતી પર જીવતી હતી. એક સાલ વરસાદની તાણ પડે ને ખેતી ન થાય, કે વરસાદ વધારે પડે ને ખેતી બગડે, તો આખા ગામને એની અસર પહોંચે. એવામાં બન્યું એવું કે લાગ-લાગટ ત્રણ વર્ષ સુધી વરસાદની તાણ પડી. ખેતી કંઈ થઈ શકી નહિ. લોકોને પૈસાટકાની ને અનાજ-પાણીની ખૂબ તંગી પડવા માંડી. આકાશ વાદળાંથી ઘેરાએલું રહેતું પણ જાણે કોઈએ વરસાદ બાંધી લીધો હોય તેમ વૃષ્ટિ થતી નહિ અને ઘડી બે ઘડીમાં વાદળાં વીખરાઈ જતાં.

લોકોએ વિચાર કર્યો, આ વર્ષે જો વરસાદ નહિ આવે તો ભયંકર દુકાળ પડશે, સેંકડો માણસોને કમોતે મરવું પડશે. ઠેરઠેર હવનો ને પૂજાઓ થવા માંડી. બે દહાડા કડાકા ખેંચીને પણ ત્રીજે દિવસે લોકોએ ઉજાણી કરી. છતાં વરસાદ થવાનાં ચિન્હ જણાયાં નહિ.

સૌમાં એક જાણતલ જોષી ભારે વિદ્વાન હતા. તેમણે ખૂબ વિચાર કરી નિર્ણય આપ્યો કે કોઈ સોળે કળાએ સંપૂર્ણ કુમારિકા વનદેવતાને રાજી-

ખુશીથી પોતાનું બલિદાન આપે તો વરસાદ થવાનો જોગ છે.

આ સાંભળી સૌ વિચારમાં પડી ગયા. ઘણાને ઘેર કુંવારી છોકરીઓ તો હતી; તે બધાંના નામની ટીપ કરવામાં આવી. પછી એક પછી એક તેમાંથી કયી છોકરી લાયક છે તેનો વિચાર કરવા માંડયો. વિચાર કરતાં કરતાં સૌની નજર માયા પર ઠરી.

આવી ફુટડી છોકરીને ભોગ આપવો પડશે એ વિચારથી એનાં માબાપને બહુ લાગી આવ્યું. આખા ગામમાં સૌને દુઃખ થયું. પણ માયાએ જ્યારે એ વાત જાણી ત્યારે તે તો હંમેશની પેઠે હસવા લાગી. તે બોલી : “ વાહ વાહ ! ત્યારે તો વનદેવતા જોવા મળશે. ”

એક જણે કહ્યું, “ માયા ! તને બીક નથી લાગતી ? લોકો તને વનવગડામાં મૂકી આવશે, રાત પડશે ને વાઘ વરૂ આવશે. ”

માયા કૂદકો ભરી બોલીઃ “ એમ ! ત્યારે તો મેં વાઘ જોયો નથી તે યે જોવા મળશે. ”

સાંજે ધામધુમપૂર્વક વાજતે ગાજતે માયાનો વરઘોડો નીકળ્યો. લોકો કુંડાળે વળી ગીત ગાતા ચાલતા હતા. માયા જાણે મામાને ઘેર જતી હોય તેમ ઘોડા પર બેઠી બેઠી મલક મલક હસતી હતી. સૌ ઘોર જંગલમાં પ્રવેશ્યાં. ગાઢ વનરાઈમાં એક રાયણના ઘટાટોપ વૃક્ષની નીચે માયાને બેસાડી મંત્રોથી વિધિપૂર્વક તેની પૂજા કરવામાં આવી. તેની આસપાસ ધુપદીપ કરવામાં આવ્યો. ફુલની માળાઓથી તેનું આખું શરીર ઢંકાઈ ગયું. સૌ નાનાં મોટાંનો ભેદભાવ ભુલી આ નાનકડી છોકરીને પગે પડયાં. અને માયા તો આ બધું જોતી હસ્યા જ કરતી હતી, જાણે એને બીજું કશું આવડતું જ ન હોય તેમ.

લોકો પાછા ફર્યાં. રાત પડી. વનવાગળાં ઉડવા લાગ્યાં. વનપશુઓના અવાજો આવવા લાગ્યા. માયા શાન્તિથી રાયણ નીચે બેઠી જ રહી.

એટલામાં ઘુર્ર્ર્ ઘુર્ર્ર્ સંભળાયું. એક વાઘ શિકાર કરવા નીકળ્યો હતો. રાયણના ઝાડ પાસે તે આવી પહોંચ્યો. એક નાનકડી છોકરીને ત્યાં બેસી રહેલી જોઈ, ને તે તેને મારી નાખવા ધસ્યો. ત્યાં

માયાની નજર એના પર પડી. શી ખબર કેવી રીતે પણ આવે વખતે પણ માયાને હસવું આવી ગયું.

વાઘનો પંજો ઊંચો ને ઊંચો રહી ગયો. એ ઠંડો થઈ ગયો. એને થયું કે આવી હસમુખી છોકરીને કેમ મરાય? ધીરે ધીરે વાઘ માયાની પાસે આવી બેઠો. માયા તો વાઘને જોઈ ખુશ ખુશ થઈ ગઈ. તે તેને પંપાળવા લાગી. વાઘને પણ એવું ગમ્યું કે શિકારની વાત ભૂલી તે યે ત્યાં બેસી રહ્યો. માયાએ પોતાને ગળેથી હાર કાઢી વાઘને શણગારવા માંડયો. શણગારતી જાય, હસતી જાય ને ગીત ગાતી જાય.

રાત વધવા માંડી તેમ તેમ બીજાં પશુઓ ચારો શોધવા નીકળેલાં આ તરફ આવવા લાગ્યાં. માયાની પાસે ધૂપ ધુમાતો હતો અને દીપ બળતો હતો તેથી આકર્ષાઈ પશુઓ એ તરફ વળતાં હતાં. પહેલું હરણ આવ્યું, તે વાઘને જોઈ બીન્યું, પણ છોકરીને વાઘની સાથે રમતી જોઈ તેને હિંમત આવી. માયા તો હરણને જોઈ રાજી રાજી થઈ ગઈ. વાઘ અને હરણને પાસે પાસે બેઠેલાં જોઈ સસલું, સાબર,

શિયાળ, વરૂ, ચિત્તો વગેરે અનેક નાનાં મોટાં વગડાઉ પશુઓ ત્યાં આવી બેઠાં. સૌની પાસે માયા જાય, સૌની પીઠ થાબડે, સૌના મોં પર હાથ ફેરવે, ગળે ફૂલનો હાર પહેરાવે ને મીઠું મીઠું હસ્યા કરે. માયાને હસતી જોઈ પશુઓના મોં પર પણ હાસ્યનો આનંદ દેખાયા વગર ન રહે.

મધરાત થતાં થતાંમાં તો ત્યાં મોટી પશુઓની મહાસભા ભરાઇ ગઈ. માયા જાણે એની પ્રમુખ!

એટલામાં વનદેવતા પોતાનો ભોગ લેવા માટે ત્યાં આવી પહોંચ્યા. કુળાં લીલાં જાંબૂડિયાં પાંદડાંનો બનેલો એમનો પોશાક, વચ્ચે વચ્ચે નવી ફુટતી ફૂલપાંદડીઓ જેવા રંગોનું આકર્ષક ભરત, માથા પર મેઘધનુષના રંગોમાંથી વણેલો મુગટ અને ઉપર ઝગમગતો એક પંચકોણીઓ તારો. સુંદર શ્યામ શરીર! જાણે હમણાં જ સાગરમાંથી સ્નાન કરીને ઉતર્યા હોય તેવી મુખ પર દીપ્તિ! તેમને જોઇને બધા પશુઓએ પગ ઊંચા કરી પ્રણામ કર્યા. માયાએ પણ તેમને નમન કર્યું.

વનદેવતાએ પૂછ્યું, "છોકરી! તું અહીં ક્યાંથી

ભૂલી પડી ?" માયા એ સાંભળી એવું હસી, એવું હસી કે વનદેવતાને ય ભોંઠા પડવું પડયું. તે બોલી, "હું તો અહીં તમારાં દર્શન કરવા આવી છું. તમો જ વનદેવતા છો ને !"

વનદેવતાએ પૂછયું, "તને લોકો બળજબરીથી પકડી લાવી અહીં મૂકી ગયા છે, ખરૂં ને ?"

વળી માયા હસી ! "હું તો મારી મરજીથી આવી છું. આ બધાં પશુઓને ને તમને મળવા આવી છું. મારા દેશમાં જોઈએ તેટલો વરસાદ વરસો વરસ આવે એવું તમારી પાસે માગવા આવી છું."

"પણ તને આ પશુઓ ફાડી ખાશે તો ? તને જીવવું નથી ગમતું ?"

ખુબ મોટેથી હસતી હસતી માયા બોલી: "ત્યારે શું હું નથી જીવતી ? આ જીવું જ છું તો ! પશુઓ ફાડી ખાશે આવી તો મને જરાયે બીક નથી."

દેવતા બોલ્યા : "છોકરી તું બહુ હસે છે ! તારૂં નામ ?"

"માયા ! અને હસું નહિતો બીજું શું કરું ! મને તો હસ્યા વગર ચાલતું જ નથી." એમ કહી તે જોરથી હસવા લાગી. એનું હાસ્ય સાંભળી વનદેવતાના મોં પર પણ હાસ્ય પથરાઇ ગયું. તે બોલ્યા, " તું બહુ જબરી છે. આવું તો મને ય હસતાં નથી આવડતું."

બીજે દિવસે પ્રાતઃકાળે લોકો વગડાઉ પશુઓની કિકિયારીઓ સાંભળી ઊંઘમાંથી જાગી ગયા. જોયું તો જંગલી પશુઓનું એક લાંબું સરઘસ ગામમાં આવ્યું હતું. એ સરઘસની વચ્ચોવચ્ચ એક વાઘ ઉપર હસતી હસતી માયા બેઠી હતી. લોકો એ જોઇ અજબ જ થઈ ગયા. એવામાં અંતરિક્ષમાંથી એક અવાજ સંભળાયો: " આ માયા જેવું તો મને ય હસતાં આવડતું નથી. એના હાસ્યથી જ એ વનદેવતા બની છે. જ્યાં એ વસે છે ત્યાં દુકાળ પડે જ નહિ."

પશુઓ વનમાં પાછાં ગયાં. માયા ઘેર આવી માને વળગી પડી. અને એ જ વખતે મુસળધાર વરસાદ તૂટી પડયો.

## હરણનું બચ્ચું

એક હતો વાઘરી. ગામથી થોડે છેવાડે એનું છાપરું હતું. વગડામાંથી લાકડાં વીણી લાવી ગામમાં વેચી તે જેમ તેમ ગુજારો કરતો.

એને ચાર પાંચ છોકરાં હતાં.મોટો છોકરો એની સાથે લાકડાં લેવા જતો અને થોડું થોડું કામ પણ કરવા લાગતો.

એવામાં દુકાળ પડયો. ઠેર ઠેર માણસો ભૂખ તરસથી મરવા લાગ્યાં. વાઘરી બિચારાનું શું ગજું? એ ને એની બૈરી દહાડો ને રાત ગામમાં વૈતરું કરે અને જે કંઈ મુઠી દાણા મળે તેમાંથી સૌનું પેટ ભરે.

એમ કરતાં કરતાં એવો વખત આવી ગયો કે દહાડામાં એક વાર કોળિયો અનાજ પેટમાં નાંખવાનું મળે તો નસીબ.

એક દહાડો મોટો દીકરો ગલબો વગડામાં લાકડાં વીણુવા ગયો હતો. ત્યાં કોઇ રડતું હોય એવો અવાજ એણે સાંભળ્યો. ગલબો કહે, “ હશે, કોઇ રોતું હશે .”

ગલબો ઊભો રહ્યો. એને થયું, બિચારૂં કોઈ મારા જેવું દુઃખી લાગે છે. ખાવા પીવા નહિ મળ્યું હોય તેથી રોતું હશે. ચાલ, જોઉં તો ખરો.

માથે ભારી છે. ઘેર જવા નીકળ્યો છે. છતાં ગલબો પાછો ફર્યો. અને ઝાડીમાં થઈ થોડે દૂર જુએ છે તો એક નાનુંશું હરણનું બચ્ચું ઊભું ઊભું ડુસકાં ભરતું હતું.

ગલબો કહે, “ અરેરે ! બિચારો મૂંગો જીવ ખૂબ દુઃખી થાય છે.”

એ હરણની પાસે ગયો. ભારી માથેથી નીચે ઉતારી. હરણને ડીલે ધીરે ધીરે હાથ ફેરવ્યો. ગલબાને તો હરણ ખૂબ ગમી ગયું. એણે એને તેડી લીધું.

માથે ભારી ચડાવી હરણુને એક હાથે કેડે તેડી લઈ ગલબો ઘેર આવ્યો.

વાઘરી કહે, " ગલબા, આને લાવ્યો તો ખરો પણ શું ખવડાવીશ? બિચારૂં ભૂખે મરી જશે."

વાઘરણ કહે, " આટલાંને પેટ ભરવાના સાંસા છે, ત્યાં આને કયાં લઈ આવ્યો! "

ગલબો કહે, " બિચારૂં ઊભું ઊભું રોતું હતું. હશે, આપણે ત્યાં એક ખણે પડી રહેશે."

વાઘરી કહે, " રાખો ત્યારે. "

વાઘરણ કહે, " રાખો ત્યારે."

હરણુને એક ખૂણે મૂકી દીધું. એમ કરતાં થોડા દિવસ વીતી ગયા. સૌ ખાય ને સાથે હરણુને પણ ખવરાવે. ગલબો ને એના બાપા ગાઉ બે ગાઉનાં ચક્કર ખાઇ એને સારૂં ઘાસ પાંદડું લઈ આવે. થોડા દહાડામાં ઘરમાં સૌને હરણુ ગમી ગયું.

દુકાળ તો વધતો જ ગયો. વરસાદ તો ન આવ્યો. એક ટંક ખાવાનું મળતું તે પણ ઓછું થયું. એકાંતરે દિવસના કડાકા થવા લાગ્યા.

વાઘરણ કહે, “ આપણે હરણને વેચી દઇએ. ઠીક પૈસા આવશે. એ પૈસાનું ખાવાનું લાવશું. મહી-નો નીકળી જશે.”

ગલબાની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. હરણને વેચી દેવાની તેનાથી હા કહેવાય નહિ.

પણ વાઘરી કહે, “ ના, એવું ન બને. આપણાથી હરણ વેચી દેવાય નહિ. વગડામાંથી એ હાથ લાગ્યું છે. આપણે કંઇ એને કમાઈને લાવ્યા નથી. કોઇનું પાળેલું હોય તો ? માટે આપણાથી એ ન વેચાય.”

હરણને વેચવાની વાત બંધ રહી. મહિનો બે મહિના વીતી ગયા. પણ વરસાદ ન આવ્યો. હવે બણ્બે ત્રણ ત્રણ દિવસના સામટા કડાકા થવા લાગ્યા.

એવામાં એક શેઠ ત્યાં થઇને જતો હતો. જતાં જતાં એણે હરણ જોયું. એને એ ગમી ગયું. કેવું રૂપાળું મઝાનું હરણ છે ! મારે ઘેર લઈ જાઉં તો બચુ ને બચી ખુશ ખુશ થઈ રમશે.

શેઠ તો આવ્યો ઝુંપડીમાં. શેઠ કહે, “ આવા દુકાળમાં તમે આ હરણને શું કરશો ? વેચી દો ને.”

વાઘરી કહે, “ તમે શું આપશો ? ”

શેઠ કહે, “ તમે કહો તે આપું. આખો દુકાળ ચાલે તેટલા દાણા આપું. હું એને મારે ઘેર લઈ જઈ રાખીશ. મારો બચુ ને બચી એની સાથે રમશે.”

વાઘરી કહે, “ ભલે, લઈ જાઓ. ”

ગલબો હરણુને ઉંચકીને લઈ આવ્યો. એને છેલ્લી વારનું ભેટી લઈ શેઠના પગ આગળ મૂકી દીધું.

દડ દડ ! દડ દડ ! આ શું ? હરણુની આંખો-માંથી પાણીની ધારા વહી જાય છે. ઊભું ઊભું નિઃસાસા નાખે છે.

ગલબાથી રહેવાયું નહિ. એ બહાર જતો રહ્યો. વાઘરણથી જોવાયું નહિ. એણે આંખો મીંચી દીધી. વાઘરી ઉભો થઈ ગયો. એણે હરણુને પાસે ખેંચી લીધું ને બગલમાં ભીડી દીધું,

શેઠ કહે, “ કેમ આમ ? ”

વાઘરી કહે, “ અમારે નથી વેચવું.”

શેઠ કહે, “ તો ખાશો શું ? ખવરાવશો શું ? ”

વાઘરી કે વાઘરણ કોઈ કંઈ બોલ્યું નહિ. શેઠ ઉઠી ઉભો થયો. જતાં જતાં કહેતો ગયો, "ભૂખે મરવા કરતાં હરણને વેચી દો. આમ તો તમે ય મરી જશો ને હરણેય મરી જશે. બહુ વહાલું હશે તે આમ ભૂખે મારવા માટે?"

વાઘરણ કહે: "હરણ તો મને પેટના દીકરા જેટલું વહાલું છે."

વાઘરી કહે, "પેટનાં છોકરાં વેચીને કંઈ પેટ ભરાતાં હશે? અમારે તો એ નથી વેચવું."

શેઠ ત્યાંથી ચાલ્યો ગયો.

આમ ને આમ ભૂખે દુઃખે દહાડા જાય છે. એવામાં એક સાંઝે ખૂબ પવન વાવા લાગ્યો.

રાત પડી. તોફાન તો ચાલુ જ રહ્યું. મધરાત થઈ. હજી વંટોળ શમ્યો નહોતો. એવામાં ઝુંપડી બહાર એક ઝાડ નીચે કોઈ દુઃખથી કકળતું હોય એવો અવાજ આવ્યો.

વાઘરી કહે, "કોઈ દુઃખિયું લાગે છે."

વાઘરી ને વાઘરણ ઊઠયાં. ઝુંપડીનો ઝાંપો

સહેજ ખસેડીને જોયું તો એક ડોશી ઝાડ નીચે કોકડું વળી પડી હતી ને દુઃખથી ચીસો નાખતી હતી.



વાઘરણ કહે, "બિચારી બહુ દુઃખી થાય છે. આવામાં બહાર શી રીતે પડી રહેવાય!"

ઝાંપો ઉઘાડી એ તો બહાર ગઈ. ડોશીનો હાથ ઝાલી કંઈ બોલ્યા કર્યા વગર, પૂછ્યા કર્યા વગર એને અંદર લઈ આવી. અંદર આવતાં જ ડોશી પછડાઈને પડી ગઈ.

વાઘરી કહે, "કંઈ બળતું કરો, બળતું કરો."

વગડામાંથી ગલબાએ તાજી જ આણેલી ભારી હતી. લાકડાં ચેતાવી ડોશીને ગરમાવો કર્યો.

ડોશીને કંઈ ભાન આવ્યું. તે બેઠી થઈ. તેનું શરીર અને ચહેરો ભૂખથી એવો થઈ ગયો હતો કે

જોઇને બીક લાગે. આઠ દિવસથી એ ભૂખી હતી. પેટ બતાવી એણે કંઇ ખાવાનું માગ્યું.

હવે શું કરવું? ઘરમાં તો કંઈ ખાવાનું નહોતું.

ગલબો કહે, "બાપા, એમ કરો. આ હરણુ શા ખપનું છે? આપણે એને આટલા દહાડા ખવડાવી પીવડાવી રાખ્યું છે. આજે એને..... "

ગલબો આગળ બોલી શકયો નહિ. હરણુને મારી નાખવાનું કોઇને ગમ્યું નહિ. પણ તેમ કર્યાં વગર છુટકો નહોતો. વાઘરી ઉભો થયો. ધારદાર છરી કહાડી.

બિચારૂં હરણુ નિરાંતે પડ્યું પડ્યું ઊંઘતું હતું. વાઘરી કહે, "ના, એને નહિ મારૂં. બિચારૂં ઊંઘે છે."

પણ ડોશી ભૂખથી બૂમો પાડે છે. ભૂખે એનો જીવ જાય છે. અહીં હરણુ તો ઘસઘસાટ ઊંઘે છે. જાણે એમ કહેતું હોય કે મને મારી નાખો. હું તમારે શરણે છું.

આંખમાં આંસુ છે. એક બાજુ ગલબો રડે છે,

બીજી તરફ વાઘરણ રડે છે. છોકરાં હરણને પડખે ઘેઉં છે. થથરતે હાથે વાઘરીએ છરી ઉગામી. ત્યાં તો ઝગઝગાટ થઈ ગયો! હરણ અલોપ થઈ ગયું! ડોશી અલોપ થઈ ગઈ! સાક્ષાત જગદંબા હાથમાં ભોજનનો થાળ લઈ ઉભાં હતાં. સૌ તેમને પગે પડયાં.

જગદંબાએ આશીર્વાદ આપી કહ્યું, "બોલો, શું જોઈએ?"

વાઘરી કહે, "મા વરસાદ આપો. લોક મરવા પડયું છે."

જગદંબા કહે, "તૈયાર ખાવાનું આપું તો?"

વાઘરણ કહે, "ના મા. તમે વરસાદ આપો. અમે ધાન ઉગાડી લેશું."

ઓતર દખણના વાયરા છૂટયા. ઝરમર ઝરમર વરસાદ શરૂ થયો. લોકો ખુશ થયા. ખેતરો ખેડાયાં. વાઘરીના વાડામાં સારામાં સારો પાક થયો.

લોકો પૂછે, "અલ્યા આમ કેમ?"

વાઘરીએ શું કહ્યું હશે, કહો જોઉં!



# હવાઇ વસ્ત્રો

એક રાજાને નીત નવાં નવાં ભાતભાતનાં કપડાં પહેરવાનો બહુ શોખ. એવો શોખ કે રાજમાં કશું ધ્યાન જ આપે નહિ. રાત દહાડો એનું ચિત્ત ટાપટીપમાં જ ગુંથાયેલું રહે. જેવો રાજા તેવા જ એના પ્રધાનો ને ઉમરાવો પણ હતા.

એ દેશમાં એક વણકર સાધુ રહેતો હતો. એણે વિચાર કર્યો કે રાજા રાજકાજમાં કશું ધ્યાન આપતો નથી એ તો સારૂં નહિ. ચાલ, એની કંઈ યુક્તિ કરૂં.

એક દિવસ એ વણકર સાધુ એક નાની સરખી શાલ લઈ રાજાના દરબારમાં ગયો. દરબાર બરાબર

ભરાયો હતો. પ્રધાનો અને ઉમરાવો બધા પોત-પોતાની જગાએ બની ઠનીને બેઠા હતા. રાજા પણ ઊંચા સિંહાસને બારીક કપડાંમાં સજ્જ થઈ રૂવાબથી બેઠો હતો.

સભામાં કામકાજ તો કશું કરવાનું હોય જ શાનું? વણકર સાધુએ આગળ આવી રાજાને નમન કરી કહ્યું, "મહારાજ! હું ઘણું બારીક કપડું વણી શકું છું."

રાજાએ પોતે પહેરેલો જામો બતાવી કહ્યું, "આથી યે બારીક તું વણી શકે છે?"

વણકર સાધુએ કહ્યું, "હા મહારાજ, એથી ય અનેક ઘણું બારીક! હું તો હવા વણું છું."

રાજા આ સાંભળી બહુ ખુશ થયો. તેણે તરત હુકમ કર્યો, "તો મારે માટે એવાં કપડાં વણી દે. તને ભારે ઇનામ આપીશ."

વણકર સાધુએ કહ્યું, "મહારાજ! હું તો એવું કપડું વણી જાણું છું કે સાધારણ માણસની આંખે તો એ દેખાય જ નહિ!"

રાજા બોલી ઊઠયો, “ વાહ ! ”

આખી સભા બોલી ઉઠી, “ વાહ ! ’,

ચાર પાંચ દિવસ વીતી ગયા. એક દિવસ સેનાપતિ ફરવા નીકળેલા. તેમને થયું, લાવને જોઉં તો ખરો, પેલો વણકર કેવું કપડું વણે છે ! ’

આવીને જુએ તો વણકર સાધુ ચૂપચાપ બેસી રહેલો. શાળ સામે પડેલી.

સેનાપતિએ ડોળા ખેંચી ખેંચી જોયું પણ કંઇ કાપડ વણાતું હોય એવું લાગ્યું નહિ. છતાં તેમણે પૂછ્યું, “ કેમ, કેટલું કામ થયું છે ? ”

વણકરે શાળ તરફ આંગળી કરી કહ્યું, “ અરે ! તમે સાધારણ માણસ લાગો છો ! આ જોતા નથી અડધું તો વણાઈયે ગયું છે ! ”

સેનાપતિએ ફરીથી જોયું પણ કંઈ દેખાયું નહિ. પણ નથી દેખાતું એમ કહે તો સાધારણ માણસમાં ગણાણુ જાય અને હલકા પડે. એટલે ઠાવકું મોં રાખી બોલ્યા, “ અહા હા ! કેવું બારીક કપડું છે! ખરેખર તમે હવા વણો છો ! ”

બે ચાર દિવસ પછી પ્રધાનજી ફરતા ફરતા વણુકરને ઘેર આવી ચડયા. વણુકર તો ચૂપચાપ બેઠો હતો. શાળ સામે પડી હતી.

પ્રધાનજીએ ધારી ધારીને જોયું પણ વણાતું હોય તેવું કંઈ લાગ્યું નહિ. છતાં તેમણે પૂછ્યું, "કેમ, કેટલું કામ થયું છે?"

વણુકર સાધુએ નવાઈ પામી પૂછ્યું, "અરે! તમે કોઈ સાધારણ માણુસ લાગો છો! પ્રધાન નથી લાગતા. કપડું તો પરું વણાઇ રહેવા આવ્યું છે, નથી દેખાતું?"

પ્રધાનજી પોતાને સાધારણ માણુસ તરીકે ગણાવવા નહોતા ઇચ્છતા. એટલે ખૂબ આનંદ થયો હોય તેવો ચહેરો કરી બોલ્યા, "અહાહા! શું સરસ કપડું વણ્યું છે! ખરેખર તમે હવા વણો છો!"

થોડા દિવસ પછી વણુકર સાધુએ રાજાને કહેવડાવ્યું, "મહારાજ! આપને માટે હવાનાં કપડ વણી સીવીને તૈયાર કરી દીધાં છે, તો આપ જાતે પધારી જોઈ લેશો."

રાજા એના પ્રધાનો ને ઉમરાવોને લઇને વણ-કરના મુકામ પર આવ્યા. વણકરે એક તરફ આંગળી ચીંધી કહ્યું, "જુઓ મહારાજ, કેવું સરસ કપડું છે! નરી હવા વણીને બનાવ્યું છે. સાધારણ માણ-સની આંખે તો એ દેખાય એવું નથી."

રાજાએ ધારી ધારીને એ તરફ જોયું પણ કંઇ દેખાયું નહિ. એ કંઈ પૂછવા જતો હતો પણ તરત એને યાદ આવ્યું કે 'સાધારણ માણસની આંખે તો એ દેખાય એવું નથી' એટલે નથી દેખાતું એમ હું કહીશ તો સાધારણ માણસમાં ગણાઇશ. રાજાને સાધારણ માણસમાં ગણાવાની ઈચ્છા નહોતી એટલે કશું દેખાતું નહોતું છતાં એણે કપડાનાં વખાણ કર્યા, "વાહ! શાં બારીક કપડાં છે! ખરેખર સાધારણ આંખે તો એ ન જ દેખાય!"

પ્રધાન, સેનાપતિ ને બીજા દરબારીઓ પણ બોલી ઊઠયા, "ખરેખર હવા વણી છે! શાં બારીક કપડાં છે!"

પછી વણકરે કહ્યું, " મહારાજ! આ હવાઇ કપડાં પહેરવાથી આપને બિલકુલ વજન નહિ લાગે, જાણે કંઈ પહેર્યું જ નથી!"

રાજા બોલ્યો, " અહા હા! આ હવાઈ કપડાં કેટલાં સરસ છે! બિલકુલ વજન પણ ન લાગે. ચાલ પહેરી લેવા દે."

રાજા અંગ પરથી એક પછી એક કપડાં ઉતારતો ગયો ને વણકર હાથમાં કપડું હોય એવા ચાળા કરી એકેક વસ્ત્ર આપતો ગયો. રાજા પણ જાણે વસ્ત્ર પહેરતો હોય એમ હાથ કરવા લાગ્યો. એના મનથી એમ કે વસ્ત્ર ખૂબ ખૂબ બારીક હોવાથી પોતાને દેખાતું નથી. પણ જો દેખાતું નથી એમ કહે તો સાધારણ માણસ ગણાઈ જાય એ બીકે કશું બોલ્યા ચાલ્યા વગર હવાઈ વસ્ત્રો તેણે પહેરી લીધાં.

દરબારીઓ ને પ્રધાનો પણ રાજાનાં હવાઇ વસ્ત્રોનાં વખાણ કરવા લાગી ગયા.

રાજા કહે, " ચાલો, આપણે શહેરમાં ફરવા

નીકળીએ. લોકો પણ આ હવાઈ વસ્ત્રો જાણે તો ખરા ! શી સરસ કારીગરી છે. ”

લોકોને ખબર હતી કે કોઈ વણકર કારીગરે હવા વણીને વસ્ત્રો બનાવ્યાં છે. એવાં કે સાધારણ માણસની આંખે તો દેખાય જ નહિ ! રાજા દરબારીઓ સાથે હવાઈ વસ્ત્રો પહેરીને શહેરમાં ફરવા નીકળ્યા. લોકો પણ આ હવાઈ વસ્ત્રોની કારીગરીનાં વખાણ કરવા લાગ્યા.

સ્વારી આમ ફરતી ફરતી શહેરમાં થઈ ને ચાલી જતી હતી. એટલામાં કેટલાંક છોકરાં રસ્તામાં રમતાં હતાં, તેમાંથી એક છોકરૂં રાજાને જોઈ બોલી ઊઠયું, “ એ...રાજા નાગો ! ”

અને બધાં ય છોકરાં ઊભાં થઈ કૂદકા મારતાં બોલી ઊઠયાં, “ રાજા નાગો ! રાજા નાગો ! ”

દરબારીઓ એકબીજાને પૂછવા લાગ્યા, “હેં !”

રાજાએ પ્રધાન સામે જોયું. રાજાએ પૂછ્યું, “ તમને વસ્ત્રો દેખાય છે ?”

પ્રધાને કહ્યું, "આપને દેખાય છે તેવાં મને દેખાય છે."

રાજા બહુ ગુસ્સે થયો અને વણકર સાધુને દરબારમાં પકડી લાવવાનો હુકમ કર્યો.

સાધુએ નમન કરી કહ્યું, "મહારાજ! મારી એક વાત સાંભળીને પછી જે સજા કરવી હોય તે કરજો."

રાજા કહે, "બોલ! શી વાત છે?"

વણકર સાધુ કહે, "મેં તો આપને ખરેખર હવાઈ વસ્ત્રો બનાવી આપ્યાં છે, હું સાચું જ કહું છું."

રાજા કહે, "પણ મારે એ નહિ જોઈએ. આખું શહેર મને નાગો કહે છે."

વણકર સાધુ ફરીથી પ્રણામ કરી બોલ્યો, "પણ મહારાજ! આપ લોકોની વાત પર શા સારુ ધ્યાન આપો છો? લોકો તો સાધારણ માણસો છે. એમની વાત સાચી કેમ મનાય?"

રાજા ચિડાઈને બોલ્યો, "એટલે?"

વણકર સાધુએ કહ્યું, "આપ નીત નવાં નવાં

કપડાંના શોખ પાછળ રાજકાજમાં કશું ધ્યાન આપતા નથી ને લોકોની ફરિયાદો સાંભળતા નથી, તેમ લોકોની આવી વાતો પણ ન સાંભળવી જોઇએ."

રાજા સમજી ગયો કે મને સાચે માર્ગે લાવવા માટે વણુકર સાધુએ આ યુક્તિ કરી છે. તેણે તેને છોડી દીધો ને માનપૂર્વક બેઠક આપી.

બીજા દિવસથી રાજા રાજકાજમાં બરાબર ધ્યાન આપતો થઈ ગયો.

## નિરાકાર ભોજન

નથ્થુ પટેલનો પરશોતમ નોકરી ખોળવા નીકળ્યો. ઘણાં ઘણાં ગામ ફર્યો પણ ક્યાંય એને જોઈતું કામ મળ્યું નહિ. છેવટે એ એક શહેરમાં આવી પહોંચ્યો અને ત્યાં કોઈ સારી નોકરીની તપાસ કરવા માંડી.

ગામમાં બે ત્રણ દિવસ સુધી ખૂબ આથડ્યો, પણ પત્તો લાગ્યો નહિ. એવામાં કોઈકે કહ્યું કે ગામના ઠાકોર સાહેબ પાસે જાઓ, એમના કારભારીની જગા બે વરસથી ખાલી છે. પરશોતમ ઠાકોર પાસે જવા નીકળ્યો.

ઠાકોર વાત કરવામાં ને રીતભાતમાં ઘણો મીઠો હતો. પણ સૌ તેને કંજૂસ કહેતું હતું. પરશોતમ રજા માગી મહેલમાં દાખલ થયો કે તે એકદમ ઊભો થઈ તેને માન આપવા સામે ગયો, અને ' પધારો,"

કહી તેણે તેને આવકાર આપ્યો. પરશોતમ ઠાકોરની સામેની જ ખુરશી પર બેઠો. તેને થયું કે નોકરી મળે કે ના મળે પણ સરસ મજાની ખુરશીમાં તો બેસવાનું મળ્યું !

વાતવાતમાં ઠાકોરે જાણી લીધું કે પરશોતમ નોકરી ખોળવા અહીં આવેલો છે. તેથી તેમણે તેને કહ્યું, " એ વિષે પછી વિચાર કરીશું, પણ આજનો દહાડો તમે મારા મેમાન રહી જાઓ.

પરશોતમની ક્યાં ના હતી ? એકને બદલે આઠ દિવસ. તે બોલ્યો, " આપને ત્યાં મેમાન તરીકે રહેવામાં ઊલટું મારું માન છે. હું ખુશીથી અઠવાડિયું રહીશ. તે દરમિયાન આપ મારે લાયક કંઇ કામ ખોળી કાઢશો તો ઉપકાર થશે." પરશોતમ મનમાં સમજ્યો કે જે અઠવાડિયું અહીં લહેર કરી તે ખરી.

ઠાકોરે ઘંટડી દાબી નોકરને બોલાવી હુકમ કર્યો, " મેમાન આવ્યા છે. દૂધના પ્યાલા લાવ."

થોડીવારમાં નોકર એક સુંદર ચાંદીના થાળમાં

પ્યાલા, રકાબી, અને કીટલી લઈને આવ્યો ને એક ટેબલ પર મૂકી પાછો ગયો. ઠાકોરે વિવેકથી પૂછ્યું, "કેમ દૂધ લેશો ને?"

પરશોતમે હા કહી.

ઠાકોરે કીટલી હાથમાં લઈ બંને પ્યાલાઓમાં દૂધ કાઢવા માંડયું. પણ કીટલી તો ખાલી હતી! છતાં જાણે કીટલીમાં ખરેખર દૂધ હોય તેમ કાળજીથી ઠાકોરે બંને પ્યાલામાં દૂધ રેડવાનો દેખાવ કર્યો, પછી કીટલી બાજુએ મૂકી બોલ્યા, "લ્યો, દૂધ આરોગો."

પહેલાં ઠાકોરે પ્યાલો ઊંચકયો અને હોઠે અડકાડયો. જાણે દૂધ પીતા હોય તેમ સીસકારા બોલાવવા માંડયા. પરશોતમે પણ પ્યાલો હોઠે અડકાડી દૂધ પીતો હોય તેમ દેખાવ કરવા માંડયો. તે બિચારો એ ત્રણ દિવસથી ભૂખથી અધમૂઓ થયેલો હતો ત્યાં આજે આ દૂધ પીવા માંડયું! દૂધ પીતાં પીતાં ઠાકોરે પરશોતમ સાથે કંઇ કંઇ વાતો કરવા માંડી. પરશોતમે પણ પોતાની મુસાફરીની અનેક ખરી ખોટી વાતો ઝીંકવા માંડી.

જમવાનો વખત થયો ત્યાં નોકર આવ્યો અને સલામ ભરી બોલ્યો. “ મેમાન સાથે જમવા પધારો; થાળીઓ પીરસાઈ ગઈ છે ?”

ઠાકોર પરશોતમને હાથપગ ધોવડાવી ભોજન-ગૃહમાં લઈ ગયો. સુંદર હાંડી તખતા ને ગુલાબ-જળના ફુવારા ઉડતા જોઈ પરશોતમ ખુશ થઇ ગયો. તેને થયું કે અહીં તો જરૂર ભૂખ ભાગશે.

પણ જ્યાં ભોજનની થાળીઓ પરથી રૂમાલ ખસેડાયા ત્યાં પરશોતમનો જીવ સુકાઈ ગયો ! થાળી-ઓમાં કંઈ જ મળે નહિ. ઠાકોરની થાળી પણ તેવી જ ખાલી હતી. ઠાકોરે વિવેક કર્યો: “ જમવાનું શરૂ કરો.” અને થાળીમાં ખરેખર ખાવાનું હોય તેમ ઠાકોરે તો કોળિયા ભરવા માંડયા, અને દાળ-કઢીના સબળકા બોલાવવા માંડયા ! પરશોતમને થયું કે આ તે કંઈ જાદુમંતર છે કે શું ! છતાં તે બોલ્યો નહિ. તેણે પણ ઠાકોરની પેઠે થાળીમાંથી હવાના કોળીઆ ભરવા માંડયા.

ખાતાં ખાતાં ઠાકોર બોલ્યો, “ વેઢમી કેવી

સરસ છે! અમારો રસોયો પાકશાસ્ત્રમાં પ્રવીણ છે. કઢી પણ સ્વાદ રહી જાય એવી છે કે નહિ?"

પરશોતમે પણ ફેંકયે રાખ્યું, "આવી કઢી મેં ક્યાં ય ખાધી નથી. બધામાં મને તો ભજિયાં બહુ સ્વાદિષ્ટ લાગે છે."

ઠાકોર બોલ્યો, "માલ તેવા પૈસા તો પડેને! રસોયાને પગાર જરા વધારે આપવો પડે છે, પણ



ભોજનમાં સારું વળી જાય છે. બિચારો ઘણી જગાએ આથડીને છેવટે અહીં ઠરી ઠામ થયો છે."

આમ વાતો કરતા કરતા બંને આ નિરાકાર ભોજન જમી ઊઠયા. પરશોતમ બોલ્યો, "આજે તો તમે તાણુ કરી મને ખૂબ ખવડાવ્યું છે." મોઢે આમ બોલ્યો પણ મનમાં તો કેવુંય થતું! આવી મેમાનગીરી ભોગવીને અહીં અઠવાડિયું રહેવાનું!

હાથ મોં ધોઈ બંને ઊઠયા. ઠાકોરે મહેમાન સામે પાનસોપારી ધર્યાં. તે ય નિરાકાર! ઠાકોર કહે, "હું ખાસ કાશ્મીરી કાથો વાપરૂં છું. તમને માફક આવે છે ને!"

"પૂરેપૂરો!" પરશોતમ બોલ્યો.

અડધો પોણો કલાક બંને દિવાનખાનામાં વાતો કરતા બેઠા, એવામાં નોકર એક થાળમાં બે પ્યાલીઓ અને બે શીશા લઈને આવ્યો. ઠાકોરે પરશોતમને કહ્યું, "આ જરા શરબત લઈએ. ખાસ જર્મનીનો છે."

પરશોતમે કદી દારૂ પીધો નહોતો, તેથી તેણે લેવા ના પાડી. પણ ઠાકોરે ખૂબ આગ્રહ કરી કહ્યું, "તમે ન લો તો મારી મેમાનગીરીમાં એટલી ક્યાશ

રહી ગઇ ગણાય. મારું માન તો રાખવું જ પડશે.” આમ કહી એણે બાટલા ઉઘાડી પ્યાલીઓ ભરવા માંડી. પરશોતમે જોયું કે દૂધની પેઠે દારૂ પણ નિરાકાર હતો. ઠાકોરે તેને એક પ્યાલી આપી, બીજી પોતે લીધી. ઠાકોરનું જોઇને પરશોતમ પણ પ્યાલી ગટગટાવી ગયો.

એકાએક પરશોતમને એક વિચાર સૂઝયો. તેને લાગ્યું કે પોતાનું બુદ્ધિચાતુર્ય બતાવવાનો અહીં લાગ છે. પા અડધો કલાક થયા પછી વાતો કરતાં કરતાં તેણે ડાબાજમણી ડોલવા માંડયું. ઠાકોરે કહ્યું, “ કેમ ઊંઘ આવે છે ? ”

પરશોતમે સાન કરી સમજાવ્યું કે દારૂ ચડયો છે. ઠાકોર બેઠા બેઠા પરશોતમ સામે જોઇ રહ્યા. પરશોતમે હવે ખરેખરૂં ડોલવા માંડયું. લથડિયું ખાઈને ખુરશીમાંથી એ નીચે પડી ગયો, ઉભો થયો, વળી પડી ગયો. ઠાકોર નવાઈ પામી જોઈ રહ્યો.

એટલામાં પરશોતમ લડડિયાં ખાતો ખાતો ઠાકોરની ઉપર આવી પડયો. ભારે શરીરવાળા ઠાકોર

ખુરશી સાથે ભોંય પછડાઈ પડયા અને પરશોતમ એમની ઉપર પડયો.

પરશોતમને ખરેખરૂં ગાંડપણ આવ્યું! તેની આંખો ઉપર ચડી ગઈ. તે બોલી ઊઠયો, "આવી જા દુષ્ટ રાક્ષસ! તું સીતાનું હરણ કરી ગયો છે! લેતો જા, ગદ્ધા!" આમ કહી તેણે ઠાકોરને રાક્ષસ કલ્પી મુક્કામુક્કી ચલાવવા માંડી. ઠાકોર બિચારો ફસડાઈ પડયો હતો. તેનાથી ઊભા થવાતું નહોતું, અને ઉપરથી પરશોતમ દારૂડિયો તેને મોઢે, માથે, છાતીએ ધબ્બાધબ્બ દીધા કરતો હતો.

ઠાકોર હવે સમજી ગયો કે મેં જેવી પરશોતમની મેમાની કરી તેવો તેણે જવાબ વાળ્યો છે! તેથી તે પડયો પડયો બોલ્યો, "હવે ડાહ્યો થઈ જા, પરશોતમ! આજ બે વરસથી હું તારા જ જેવા માણસને ખોળતો હતો."

ધીમે ધીમે પરશોતમ ભાનમાં આવતો ગયો. ઠાકોરે ઊભા થઈ તેને ખુરશીમાં બેસાડી શાંત થવા કહ્યું: પછી બોલ્યા, "ઘણા માણસો નોકરી શોધવા આવી ગયા, અને મારું નિરાકાર ભોજન જમી

નિરાશ થઈ મને કંજસ કહી પાછા ગયા છે. પણ મને કોઈ ચતુર માણસ મળ્યો નહોતો. મારી હામાં હા કરે એવા માણસ તો ઘણા જોયા, પણ મારે તો મારી બુદ્ધિને ઠેકાણે રાખે તેવો કાબેલ હિંમતવાન અને બુદ્ધિશાળી કારભારી જોઈએ છે. તમે તે જગા સ્વીકારશો ? ”

પરશોતમે જોયું કે છેવટે અહીં પોતાની બુદ્ધિશક્તિની ખરેખરી પરીક્ષા અને કદર થઈ છે, એટલે એણે નોકરી સ્વીકારવા હા પાડી.

તરત જ ઠાકોરે ભોજનગૃહમાં પાટલા મંડાવ્યા. આ વખતે ભોજન નિરાકાર નહોતું, પણ સાચેસાચ હતું. સરસ વેઢમી ને કઢી હતી.

ત્યારે હવે ઠાકોર અને પરશોતમને નિરાંતે વેઢમી જમવા દો, આપણે વાત પૂરી કરીએ.

# વફાદારી

એક ઘોડો હતો. ઘરડો થયો એટલે એના માલિકે એને કાઢી મૂક્યો. ઘોડો કહે, “ મેં આટલાં વરસ તમારી બહુ બહુ ચાકરી કરી, તમારો ભાર ઊંચક્યો. થાક કે ભૂખતરસનો વિચાર કર્યા વગર તમારું કામ કર્યું ત્યારે મને આ બદલો આપો છો ? ”

માલિક કહે, “ તું કામ કરતો હતો ત્યારે મેં તને ખાવાપીવાનું દીધું, તારી માવજત પણ કરી; હવે તું નકામો થઈ ગયો છે એટલે હું શું કરવા તારી વેઠ કરું ? ”

ઘોડો કહે, “ હું શું હવે કશા કામનો નથી ? ”

માલિક કહે, “ નથી જ તો. તું હવે શા વાઘ મારવાના કામનો છે ? ”

ઘોડો કહે, "અને ખરેખર વાઘ મારૂં તો?"

માલિક ચમકયો; ઘોડાની વાત તેનાં સમજવામાં આવી નહિ. છતાં તે બોલ્યો: "તો હું જરૂર તને ઘરમાં રાખું."

ઘોડાને જંગલમાં એક શિયાળ સાથે દોસ્તી હતી. ગામમાંથી નીકળી એ જંગલમાં ગયો. પણ બિચારાથી પહેલાં જેવું જોસમાં ચલાતું કે દોડાતું નહોતું એટલામાં તો શિયાળ જ ત્યાં આવી પહોંચ્યું. ઘણે દિવસે ઘોડાને જોઈ શિયાળે પૂછયું, "ઓહો! દોસ્ત! અહીં કયાંથી? આમ ઉદાસ કેમ દેખાય છે?"

ઘોડો બોલ્યો, "ભાઈ! ઘરડો થયો છું, ચલાતું નથી એટલે નકામો ગણી માલિકે કાઢી મૂકયો."

શિયાળ બોલ્યું, "માણસ જાત છે જ એવી સ્વાર્થી. મેં તો તને પહેલેથી જ કહ્યું હતું કે એ સ્વાર્થી લોકોની સેવાચાકરી કરવામાં કંઈ જ લાભ નથી. બીજાને નીચોવી લેવાનું જ એ લોકો સમજે છે; ચાલ દોસ્ત. હવે મારે ત્યાં રહેજે. હું માણસ જેવું નહિ કરું એટલી ખાતરી રાખજે."

ઘોડો કહે, “પણ મારે એને દેખાડી આપવું છે.”

શિયાળ કહે, “શું?”

“મને કહે કે તું હવે શા વાઘ મારવાનો છે? એટલે મારે એને દેખાડવું છે કે હું વાઘ મારી શકું છું.”

“પણ મરેલો વાઘ જોઈને તો એ એમ કહેશે કે



તું જંગલમાંથી કોઈનો મારેલો વાઘ ઉપાડી લાવ્યો છે! એ કરતાં તો જીવતો જ વાઘ લઈ જઈ એના સામે ધરી દેવો, એ શું ખોટું?”

ઘોડાને પણ એ વાત ગમી. પણ જીવતો વાઘ કેવી રીતે પકડી આણવો ? ઘોડો એવો વિચાર કરે છે એટલામાં શિયાળે આગળ બોલવા માંડ્યું:—

"જો, આ વનમાં એક વાઘ મારો દોસ્ત છે. એને હું બધી તારી વાત કરીશ. પછી આપણે બધી ગોઠવણ કરી લેશું."

સાંજ પડયે શિયાળ વાઘને લઇને ઘોડાની પાસે આવ્યો. નક્કી કર્યા પ્રમાણે ઘોડાએ વાઘની ઊંચી પૂંછડી પોતાના મોંમાં લીધી અને એને દોરીને ચાલતો હોય એમ ચાલવા માંડયું. બંને જણા ગામમાં આવ્યા.

માલિક ઘરની ઓસરીમાં બેઠો બેઠો હિંચકા ખાતો હતો. ઘોડો સીધો ત્યાં પહોંચી ગયો. માલિકની અભિમાની આંખોએ વાઘને જોયો નહિ. ઘોડાને પાછો આવેલો જોઇ એ એકદમ તડૂકયો, "ગદ્ધા ! બેવકૂફ ! કેમ પાછો આવ્યો ?"

ઘોડો બોલ્યો, "તમે કહેલું કે વાઘ મારી લાવે

તો ખરો. મરેલો વાઘ લાવું તો વખતે તમે મારી વાત માનો નહિ, તેથી આ જીવતો જ વાઘ લઇને આવ્યો છું. લો રાખો." ઘોડો બોલી રહ્યો કે તરત વાઘે આખું ગામ થરથરી ઉઠે તેવો ભયંકર હુંકાર કર્યો. માલિક તો એ સાંભળી હિંચકા પરથી ભોંય ઉપર પડયો. નોકરચાકર સૌ જીવ લઈ નાઠા.

વાઘે માલિકને ફાડી ખાવા હુમલો કર્યો; પણ તરત જ ઘોડાએ તેને રોકયો અને કહ્યું, "માણસ જેવા થવાની આપણને જરૂર નથી. નિરાધારને મારવાથી શું? એનું તો રક્ષણ કરવું ઘટે."

પછી ઘોડાએ ભોંયે પડેલા એના સ્વાર્થી માલિકને હળવેથી મોંમાં ઊંચકીને પાસે પડેલી ગાદી પર સુવાડી કહ્યું, "એટલું સમજજે કે માણસમાં હજી પશુના જેટલી વફાદારી નથી આવી."

પછી ઘોડો અને વાઘ બંને જંગલમાં પાછા આવ્યા. શિયાળે ઘોડાને પાછો આવેલો જોઇ આશ્ચર્ય

પામી પૂછ્યું, "કેમ હજી તને પોષવાની એણે ના પાડી?"

ઘોડાએ કહ્યું, "એ તો એ એના ઘરના આંગણામા બેભાન થઈને પડયો. એ શું ના પાડવાનો હતો! પણ હવે તો માણુસને ઘેર એવા ગુલામ થઈને રહેવાની મને ઇચ્છા જ નથી."

શિયાળ હરખથી કૂદીને બોલ્યું, "ખરી વાત, ખરી વાત દોસ્ત, હવે તું મારી વાત સમજ્યો."

# શાહ સિકંદર

આ સામના જંગલમાં સિકંદર નામે એક વાંદરો રહેતો હતો. તે બહુ અભિમાની હતો. કોઈની સાથે વાત કરે તો મિજાજથી બોલે, પૂંછડી હંમેશાં પોતાના ખભા ઉપર ઝૂલતી રાખે, બધા હસતા હોય ત્યારે એ પોતાનું વડપણ દેખાડવા ગંભીર ચહેરો કરીને બેસે, ને બધા ઉદાસ કે વિચારમાં બેઠા હોય ત્યારે એમને બેવકૂફ સમજી પોતે હાથપગના ચાળા કર્યા કરે.

એક વાર એક સસલાએ તેને પૂછ્યું : "સિકંદરજી, તમે આખો દિવસ આમ ગંભીર દેખાઓ છો, અદ્ધર ડોકે ચાલો છો, રોફથી બધે ફરો છો તેનું શું કારણ ?"

સિકંદરે જવાબ દીધો, "કારણ પૂછે છે ? શું તને કારણની ખબર નથી ? શું તું બેવકૂફ છે ?"

સસલાએ કહ્યું: ' જી, બેવકૂફ છું કે નથી તેની તો મને ખબર નથી. પણ આમ અમારાથી કેમ જુદા પડો છો તેની મને ખબર નથી!"

સિકંદરે ગર્વથી માથું ઉછાળી કહ્યું: ' જો સાંભળ, તું બાળક છે, એટલે જવાબ દઉં છું; નહિ તો તારા જેવાં વહેંતિયાં જોડે વાત કરવામાં નાનમ સમજું છું. કારણ કે હું આ વનનો રાજા છું,



સસલાએ કહ્યું: ' શું તમે આ વનના રાજા છો? વાઘ, સિંહ ને હાથી—'

વચમાં જ વાંદરો બોલી ઊઠયો: ' છટ્! વાઘ

સિંહ, એમનાં તો મોઢાં કેવાં ગંધાય છે એ ભૂલી ગયો ? અને હાથી ? એણે તો માત્ર શરીર વધારી જાણ્યું છે. તું જ કહે ને, મારા જેવી છલંગ મારતાં કોને આવડે છે ?'

સસલાએ કહ્યું: 'વાત તો ખરી !'

પૂંછડીની ધજા કરી, ગર્વથી મોં મલકાવતો વાંદરો ત્યાંથી ગયો. એની પીઠ થઈ કે સસલાએ અત્યાર લગી જેમ તેમ દબાવી રાખેલું હસવું છોડી દીધું. એ એવું હસ્યો, એવું હસ્યો કે આખા જંગલમાં એના પડઘા પડયા, બખોલમાં સૂતેલાં જનાવરો બખોલ છોડી બહાર નીકળી આવ્યાં. જોતજોતામાં આખા વનનાં તમામ પશુઓ ને પંખીઓ ત્યાં ભેગાં થઈ ગયાં. જબરી સભા ભરાઈ ગઈ.

એ સભામાં સસલાએ વાંદરાએ કહેલી વાત કહી સંભળાવી.

વાત સાંભળી સૌને વાંદરાની મૂર્ખાઈ પર એવું તો હસવું આવ્યું કે એમનું હસવું જોઈ જંગલનાં

ઝાડ પણ વિચારમાં પડી ગયાં કે આજે આ પશુ-પંખીઓને થયું છે શું? પાસે વહેતી નદી પણ ચમકી ગઈ, ને તળાવ પણ ઊંઘમાંથી જાગી ઊઠ્યું! ઝાડપાંનમાં ને જમીનમાં સંતાયેલાં જીવડાં પણ આશ્ચર્યથી આ અજબ દેખાવ જોઈ રહ્યાં.

'વાહ, એ કાળા મોંનો વાંદરો અમારો રાજા! હા–હા હા—હા!' વાઘે જીભ ચાટતાં ચાટતાં કહ્યું.

'તો આપણે એ રાજા સાહેબની સવારી કાઢીએ!' હાથીએ દરખાસ્ત મૂકી.

'સરસ! સરસ' ની બૂમો પડી.

સસલું વાંદરાને બોલાવવા ગયું. વાંદરો તે વખતે રાયણના ઝાડની ટોચે ચડીને ખભા પર પૂંછડી ઝુલાવતો બેઠો હતો. સસલાએ તેને લળીને સલામ કરી કહ્યું: 'સિકંદર શાહ! વનનાં બધાં પશુઓએ આપ નામદારની સવારી કાઢવાનો ઠરાવ કર્યો છે. હવે આપ પધારો તો મહેરબાની.'

વાંદરો રોફથી બોલ્યો: 'વારૂં, તમારા પર

મહેરબાની કરવા હું હમણાં જ આવું છું. તું સૌને જઈને કહે કે રાજાજી પધારે છે.'

સસલાએ જઈને વાંદરાના શબ્દો સભાને સંભળાવ્યા. સાંભળી ફરી પાછાં હાસ્યનાં મોજાં ઊછળ્યાં. એટલામાં તો હૂપ હૂપ સંભળાયું! સભા ઘડીકમાં ચૂપ થઈ ગઈ. રાજા સાહેબ પધારતા હતા. પૂંછડી માથા પર ચડાવેલી હતી. ધીરેથી પણ છટાથી પગલાં ભરતા હતા, ને મરક મરક હસીને ચારે બાજુ ઊભેલી રૈયતની સલામ ઝીલતા હતા.

સિકંદર શાહે એક ઊંચા પથરા પર આસન લીધું, એટલે વાઘે અરજ કરી: "આજે નામદારની સવારી કાઢવાનો અમે ઠરાવ કર્યો છે. આપે અમારી અરજ મંજુર કરી અમારા પર ઉપકાર કર્યો છે.'

વાંદરો ગંભીર મોઢું કરી બોલ્યો: 'સારો રાજા હમેશાં રૈયતની વાજબી અરજ મંજુર કરી એના પર ઉપકાર કરે છે. ઉપકાર કરવો એ રાજાનો ધર્મ છે. જો કે તારું મોઢું બહુ ગંધાય છે, તો પણ હું અત્યારે તારા પર ગુસ્સે થતો નથી.'

વાઘને એકદમ ક્રોધ ચડી ગયો. એની ગુસ્સા-

ભરી આંખ જોઈ બીજાં પ્રાણીઓ થર થર કંપવા લાગ્યાં, પણ ડાહ્યા હાથીએ એની પૂંછડી પર સૂંઢ ફેરવી ઇશારાથી એને શાંત પાડયો, નહિ તો એ મૂર્ખ બાદશાહનું અપમાન કરી બેઠો હોત, અને રાજાનું અપમાન થાય તો કેવું ભયંકર પરિણામ આવે એ કોણ નથી જાણતું?

પણ સારે નશીબે મામલો સચવાઈ ગયો. હાથીએ ઝુકીને સલામ ભરી વાંદરાને કહ્યું: 'ઉદાર-દિલ સિકંદર શાહ, આપ હવે મારી પીઠ પર બિરાજો એટલે સવારી શરૂ થાય.'

'ખરું કહ્યું!' વાંદરો બોલ્યો: 'તારી ચણોઠી જેવડી આંખ, ગિલોડી જેવડી પૂંછડી, ને પાપડ જેવડા કાન જોઇ મને બહુ શરમ આવે છે; પણ આજની સવારી માટે હું તને લાયક ગણું છું.' આમ કહી હાથીની સૂંઢ ઝાલી એ એની પીઠે ચડી ગયો ને રોફથી બેઠો.

હાથીને યે ગુસ્સો તો ચડયો, પણ એ ડાહી માનો દીકરો હતો. બધાં પ્રાણીઓએ 'સિકંદર

શાહનો જય!' પોકાર્યો, તેમાં એણે પણ સાદ પૂર્યો. જંગલ આખું જયજયકારથી ભરાઈ ગયું.

સવારી ઊપડી. વાઘ, સિંહ, ચિત્તો, દીપડો, હરણ, શિયાળ, વરૂ, સસલું, રીંછ વગેરે વનનાં નાનાં મોટાં તમામ પ્રાણીઓ સિકંદર શાહનો જયજયકાર કરતાં ચાલતાં હતાં; હાથી પર બેઠેલો વાંદરો એ જોઇ ગર્વથી ફુલાતો હતો.

ફરતી ફરતી સવારી નદીકાંઠે આવી ઊભી. બધાં પ્રાણીઓએ હાથીને કહ્યું: 'તમે પુલની નીચે પાણીમાં થઈને આવો; અમે સૌ પુલ ઉપરથી સિકંદર શાહ ઉપર ફૂલનો વરસાદ વરસાવીશું.'

આ સાંભળી વાંદરો ભારે ખુશી થયો. તેણે હાથીને પાણીમાં થઇને જવાનો હુકમ કર્યો. બીજાં પ્રાણીઓ પુલ ઉપર ચાલ્યાં.

હાથી ધીમેધીમે પાણીમાં ઊતર્યો, પાણી ઊંડું ને ઊંડું આવતું જતું હતું. બરાબર નદીની વચ્ચોવચ્ચ પહોંચીને હાથી ઊભો રહ્યો. પુલ ઉપરથી ગર્જના સંભળાઈ: 'મહારાજાનો જય હો!' વાંદ-

રાને માથે ફૂલોનો વરસાદ વરસ્યો. વાંદરો હરખથી ફાટફાટ થવા લાગ્યો. હાથીની પીઠ પર ઊભો થઈ તે રૈયતની સલામી ઝીલવા લાગ્યો.

હાથી પણ આનંદમાં આવી ગયો, સૂંઢમાં પાણી ભરી તેણે ફુવારો છોડયો—બરાબર શાહ સિકંદ-રની ઉપર જ. વાંદરાને આ અવિવેક લાગ્યો. તેણે ગુસ્સામાં કહ્યું : " યહ કયા કરતા હૈ ગદ્ધા ?"

વાંદરો પૂરું બોલી રહે તે પહેલાં તો હાથીએ પોતાની પીઠની ચામડી સરકાવી દીધી, ને પલકમાં વનરાવનનો રાજા શાહ સિકંદર હાથીની પીઠ પરથી ગબડીને નદીના ધસમસતા ઊંડા પાણીમાં જઇને પડયો.

પુલ ઉપરથી પ્રાણીઓએ હો હો હો હો ! કરી આકાશ ગજાવી મૂકયું. 'સિકંદર શાહ ઝિંદાબાદ !' ના બુલંદ અવાજો વચ્ચે સિકંદર શાહ પાણીમાં ગેબ થઈ ગયા. '

ફરી પાછું પ્રાણીઓએ હાસ્યથી આખું જંગલ ભરી દીધું.



## હકની તકરાર

એક હતું સસલું ને એક હતું કબૂતર. સસલુ જમીન ઉપર ફરતું હતું, ને કબૂતર તે જ રસ્તે હવામાં ઊડતું હતું. બંનેએ એક જ સમયે રસ્તામાં એક કાચની લખોટી પડેલી જોઇ. એકજ વખતે બંનેને તે લેવાની ઇચ્છા થઇ, અને એક જ વખતે બંનેએ લખોટી ઉપર તરાપ મારી.

સસલું કહે : 'મેં એ પહેલી જોઈ છે માટે એ મારી છે.'

કબૂતર કહે : 'મેં એ પહેલી જોઈ છે માટે એ મારી છે.'

બંને વચ્ચે ખેંચતાણુ ચાલી. કાચની લખોટી બેઉને મળી ગઇ હતી. ઘેર લઇ જઈ બચ્ચાંને એ રમવા આપવાનું બેઉને મન હતું.

રસ્તાની ધારે એક પથરા પર કાચંડો બેઠો હતો. તે આ ઝઘડો જોઇ રહ્યો હતો. પોતાનું ડહાપણથી ભરેલું માથું હલાવી તેણે કહ્યું : ‘ શું કરવા લડી મરો છો ? બેની લડાઈમાં ત્રીજો ફાવી જાય એ વાત શું તમે નથી જાણતાં ? ’

કબૂતરે કહ્યું : ‘ પણ મારો હક હું કેમ જવા દઉં ? ’

સસલાએ કહ્યું : ‘ તો મારો હક હું કેમ જવા દઉં ? ’

કાચંડો અનુભવી હતો. તેણે કહ્યું : ‘ આ હકની તકરાર બહુ ભૂંડી છે. ગઇ કાલે બ્રાહ્મણો અહીં થઇને જતા હતા તે પણ આ જ વાત કરતા હતા. કહે કે મારો હક મારો હક કરીને માણસો લડી મરે છે; પોતે મરે છે ને સાથે હક પણ મરે છે, માટે દુનિયામાં જો શાંતિથી જીવવું હોય તો આવા ઝઘડાથી દૂર રહેવામાં જ મજા છે. ’

સસલાએ કહ્યું : ‘ તે હું ક્યાં ઝગડો કર-

વાનું કહું છું? ચાલો ન્યાયાધિશ પાસે ન્યાય કરાવીએ.'

કબૂતર કહે: 'હું પણ એજ કહું છું. ચલો આપણે ન્યાય કરાવીએ.'

કાચબાએ કહ્યું: 'અરે, ભલા દોસ્તો! તકરાર તમારી, સમજવાનું તમારે ને એમાં ન્યાયાધીશ શું ન્યાય કરવાનો હતો? પેલી બે બીલાડીઓ રોટલા ટુકડા માટે વાંદરા પાસે ન્યાય કરાવવા ગઈ હતી એ વાત શું તમે નથી સાંભળી?' આમ કહી તેણે તે વાત રૂડી રીતે કહી સંભળાવી. પણ તોયે સસલા –કબૂતરનાં મન માન્યાં નહિ. તેમણે ન્યાયાધીશ પાસે ન્યાય કરાવવાનું નક્કી કર્યું આપણી શીખામણ હવે કંઈ કામની નથી એમ સમજી કાચબો ચૂપ બેઠો.

તેની પાસે ન્યાય કરાવવાનું તેનો બંને વિચાર કરતાં હતાં એટલામાં 'રઘુપતિ રાઘવ રાજારામ! પતિત પાવન સીતારામની ધ્વન સંભળાઈ. જુએ તો ગળામાં તુલસીની કંઠી, કપાળે તિલક, ને હાથમાં માળા લઈને રામધૂન બોલાવી એક બિલાડી ધીમે

પગલે એ તરફ આવી રહી હતી. આવી ભક્તાણી બિલાડીને જોઇ કબૂતરે કહ્યું: 'આપણે આ બિલાડી પાસે આપણી તકરારનો ન્યાય કરાવીએ.'

સસલાને બિલાડીનો ડર લાગ્યો હતો. તે જોઇ બિલાડી પોતે જ બોલી: 'રામનું નામ લો સંતો! ભગવાને દયા કરી અવતાર આપ્યો છે તો ભગવાનનું ભજન કરી લો.!'

હવે સસલાને હિંમત આવી. બંને જણે પોતાની તકરારનો ન્યાય કરવા બિલાડીને વિનંતી કરી. ઘણી હા ના પછી બિલાડીએ એ અણગમતું કામ માથે લીધું. બેઉની વચમાં એ બેઠી. ને કઈ રીતે ન્યાય કરવો તેનો ઘડીભર વિચાર કરી લઇ બોલી: 'મેં એક ઉપાય શોધી કાઢયો છે. આ લખોટી હું મારા પેટમાં મૂકીશ. તે પછી હું પંજો ઊંચું કરૂં કે બંનેએ એ લખોટી હાથ કરવા ધસવાનું. જે સૌથી પહેલો લખોટીને અડકશે તેને એ લખોટી મળશે.'

સસલા-કબૂતર બંનેને આ યુક્તિ ખૂબ ગમી. સસલાના મનથી એમ કે મારા જેરી ઝડપ કોની છે!

હું જ લખોટીને પહેલી હાથ કરીશ, કબૂતરના મનથી એમ કે જરાક પાંખ ફફડાવીશ કે લખોટી ચાંચમાં!

રામ નામનો સાત વખત ઉચ્ચાર કરી આ મહા ધર્મિષ્ઠ બિલાડીએ પોતાના મોંમાં લખોટી મૂકી. એના ફાટેલા મોં સામે સસલું ને કબૂતર તાકીને જોઇ રહ્યાં. બિલાડીએ પછી પંજો ઊંચો કર્યો કે બંને હરીફોએ બિલાડીના મોંમાં પેસવા ધસારો કર્યો. સસલું વધારે ચપળ હતું એની ના નહિ—એકદમ એનું માથું બિલાડીના મોંમાં ઘુસી ગયું, કદાચ એનાજ ધક્કાથી બિલાડીનું મોં એકદમ બંધ થઇ ગયું! કબૂતર પણ ચપળ તો ખરું; બિલાડીએ બેય પગના પંજાથી એને દાબી લીધું નહોત તો શી ખબર શું થાત!

મોંમાં સસલું ને પંજામાં કબૂતર લઇ બિલાડી પોતાના ઘર ભણી ચાલતી થઈ. રામનું નામ લેવાનું ફળ એને મળી ગયું હતું.

પથ્થર પાછળથી જોઈ રહેલો કાચંડો મનમાં બોલ્યો: 'કાલે હું આ વાત જંગલનાં બધાં પશુ-

પંખીઓને ભેગાં કરીને કહીશ—પણ મારી વાત કોઇ માનશે ખરૂં ?

કાચની લખોટી હજી ત્યાં રસ્તામાં જ પડી હતી. કાચંડો ઠેકડો મારી લખોટી પાસે ગયાં, ને લખોટીના ચળકતા ગાલ ઉપર પૂંછડીની બે ઝાપટ લગાવી બોલ્યો: જંગલી! પિશાચ! આજે બે જણના તેં જીવ લીધા છે. તું આ ધરતી પર જીવવાને લાયક નથી.' આમ કહી એણે એ લખોટીને ઊંચકીને એક ઊંડા અંધારા ખાડામાં નાખી દીધી.

# આમલીના થડમાં રહેતી ડોશી

એક ડોશી હતી. આમલીના ઝાડના થડમાં એ રહેતી હતી. એ એટલી બધી બુઢ્ઢી હતી કે એના નખ એની આંગળીઓ કરતાં લાંબા થઇ ગયા હતા. એની ઉમરની એને પણ ખબર નહોતી. ગામમાં કોઇએ એને નાની છોકરી કે યુવતી રૂપે જોઇ જ નહોતી. વીસપચીસ વરસ પહેલાંની વાત તો એને મન ગઇ કાલની વાત હતી. સો વરસ પહેલાં ગામમાં ભયંકર રેલ આવેલી તેની કોઈ વાત કરે તો એ કહે કે ચાર દહાડા પર પેલી રેલ આવેલી એની વાત કહો છો ને. વિક્રમ રાજાની વાત નીકળી તો કહે કે એ તો મારા ખોળામાં રમીને મોટા થયલા !

ડોશીને સૌ ડોશી, કહીને બોલાવતાં. એકવાર કેટલાક માણસોને એ આંબલીના ઝાડ પાસે તકરાર થઇ. તકરારમાંથી સૌ મારામારી પર આવી ગયા,

ને ખટલો ન્યાયની દેવડીએ પહોંચ્યો. આઈને સાક્ષી તરીકે કચેરીમાં જુબાની આપવા જવું પડ્યું. ન્યાયાધીશે પૂછ્યું: ડોશી તમારૂં નામ શું ?' તમારી ઉંમર કેટલી ? તમે રહો છો કયાં ?'

એ કહ્યું: ' મારૂં નામ ડોશીમા ઉંમર કેટલી થઇ એની ખબર નથી. હું તો જન્મી ત્યારની એવડી ને આવડી છું ને એ આમલીના થડમાં રહું છું.'

પણ આમલીના થડમાં રહી રહીને એને કંટાળો આવ્યો. લોકો કેવાં સરસ ઘરમાં રહે છે ને મારે રહેવા એક ઝૂપડું યે નહિ ?—રાતને દિવસ એ આમ ગણુગણુવા લાગી.

એકવાર શંકરપારવતીનો રથ ત્યાં થઇને જતો. પારવતીએ આમલીના થડમાંથી ડોશીનો બડબડાટ સાંભળ્યો: ' હું તો ત્રાસી ગઈ આ ઘરથી ? આ તે કંઈ ઘર કહેવાય ? રહેવાની એકાદ ઝૂપડી હોય તો કેવું સરસ !'

પારવતીને તેની દયા આવી. ડોશી પર પારવતીજી પ્રસન્ન થઈ ગયાં. તેમણે શિવજીને કહ્યું: ' આ ડોશીને એક ઝૂંપડી આપો.' શિવે કહ્યું: ' ભલે.'

સવારે ઊઠીને ડોશી જુએ છે તો સરસ મજાની



નાનકડી ઝૂંપડીમાં પોતે સૂતેલી હતી. એને એ જોઈ ખૂબ આનંદ થયો.

આમ થોડાક દિવસ બીતી ગયા, પછી ડોશીને એ ઝૂંપડીનો કંટાળો આવ્યો. રાત ને દિવસ તે બડબડવા લાગી. ’

‘ હું તો ત્રાસી ગઇ. આ ઘરથી? આ તે કંઈ કહેવાય? ઘર તો ઈંટચુનાનું બાંધ્યું હોય તો ખરૂં!

વળી એકવાર શંકરપારવતી ફરવા નીકળ્યાં હતાં, તેમને કાને આ શબ્દો સંભળાયા. પારવતીજીને દયા આવી. તેમણે મહાદેવને કહ્યું : “ બિચારી ડોશી બહુ દુઃખી થાય છે. એને ઇંટચુનાનું એક ઘર જરૂર આપો. ’

'ભલે.' શંકરે કહ્યું.

સવારે ઊઠીને ડોશી જુએ છે તો સરસ મજાનું બેઠા ઘાટના નાનકડા ઈંટચુનાના ઘરમાં પોતે સૂતેલી હતી. એને એ જોઈ ખૂબ આનંદ થયો.

આમ થોડાક દિવસ વીતી ગયા. પછી ડોશીને એ ઘરનો કંટાળો આવ્યો. તેને થયું. લોકો કેવા સરસ બંગલાઓમાં રહે છે! સરસ મજાનો પલંગ હોય, મચ્છરદાની નાખેલી હોય, નોકરચાકર રાત દિવસ તહેનાતમાં ખડા રહેતા હોય, આગળ નાનો સરખો બાગ હોય, બાગમાં ગુલાબ હોય, મોગરો, તો કંઈ ઘર કહેવાય! રાત ને દિવસ એ આમ બડ-બડવા લાગી.

વળી એક વાર શંકર પારવતીનો રથ ત્યાં થઈને નીકળ્યો. પારવતીએ ડોશીનો બડબડાટ સાંભળ્યો: હું તો ત્રાસી ગઈ આ ઘરથી? આ તે કંઈ ઘર કહે-વાય? નોકરચાકર, બાગબગીચા વાળો નાનો સરખો બંગલો હોય તો કંઈક ખરું!'

પારવતીજીને દયા આવી. તેમણે ભગવાનને અરજ કરી. ભગવાને કહ્યું 'ભલે.'

સવારે ઊઠીને ડોશી જુએ છે તો પોતે સુંદર મજાના બંગલામાં છત્તરપલંગમાં પોઢેલી હતી, બે દાસીઓ બે બાજુ એને માટે દાતણપાણીની સામગ્રી લઈને ઊભેલી હતી. ડોશી તો ખુશખુશ થઈ ગઈ.

આમ થોડાક દિવસ ચાલ્યું, પણ પછી ડોશીને આ બંગલાનો યે કંટાળો આવ્યો. તેને થયું કે આવો બંગલો તે કંઈ રહેવા લાયક કહેવાય? બે ચાર નોકર ચાકર તે કંઈ નોકર ચાકર કહેવાય? મૂઠીમાં માય એવડો બગીચો તે કંઈ બગીચો કહેવાય? કંઈ રાજ-રાણી બનીને રહેવાનું હોય, એક કરતાં એકવીસ નોકર ચાકર હાજર થઈ જતા હોય, અત્તરના ફુવારા ઊડતા હોય, આરસપહાણના હોજ છલકતા હોય, ભાટ ચારણો ગીત ગાતા હોય, નોબત ડંકા વાગતા હોય, હીરા માણેકના સિંહાસન પર બિરાજવાનું હોય ને લોકો ચારે તરફ ખમા! ખમા! કરતા હોય —તો કંઈક કહેવાય! બાકી આ તો કંઈ નહિ! આનાથી તો હું ત્રાસી ગઈ છું!

રાત દિવસ ડોશી આમ બબડવા લાગી.

વળી એક વાર શંકર પારવતી રથમાં બેસીને ત્યાં થઈને જતાં હતાં. પારવતીએ ડોશીના આ શબ્દો સાંભળ્યા. એમને થયું કે ડોશીને આજ લગી



માગ્યું તે આપતા આવ્યા છીએ તો આ પણ આપવા દે. તેમણે મહાદેવને પ્રાર્થના કરી. મહાદેવે કહ્યું: ‘ભલે.’

સવારે ઊઠીને ડોશી જુએ છે તો સોનાના હિંડોળાખાટમાં પોતે પોઢેલી હતી. ડોશી મટી પોતે હવે જુવાન રાજરાણી બની ગઇ હતી. તેની આંખ ઊઘડતાં જ એકદમ ચારે બાજુથી સેંકડો દાસદાસીઓ દોડી આવી તેના માથા પર રત્નજડિત મુગટ પહેરાવી દીધો. માથે મુગટ પહેરી આલેશાન ગગનચુંબી મહેલના સાતમા માળના ઝરૂખામાં આવીને એ ઊભી કે નીચેથી હજારો માણસોએ એનાં દર્શન કરી એના નામનો જયજયકાર બોલાવ્યો, ને ભાટચારણોએ કવિત લલકાર્યાં. નોબત ડંકા વાગવા લાગ્યા. ડોશી ખુશ ખુશ થઈ ગઈ. ભૂલવી ન શકાય એવાં મોંઘાં કપડાંમાં સજ્જ થઈ એ બધે ફરવા લાગી. મહેલમાં ઠેકઠેકાણે અત્તરના ફુવારા ઊડતા હતા. આરસના હોજ નિર્મળ જળથી છલકાતા હતા, તેમાં સોનેરી રૂપેરી માછલીઓ ચમકતી હતી, હીરાની મોજડીઓ પહેરી, માથે સાત સાગરનાં ધનનો મુગટ મૂકી ડોશી રત્નજડિત સિંહાસન પર રાજરાણી બનીને બિરાજ્યાં. ડોશીનું બોખલું મોં મરક મરક થતું હતું. એની ઊંડી બખોલ જેવી આંખો હસું

થતી હતી. સૌ આવી ડોશીને પગે પડવા લાગ્યાં, ને એના ગુણગાન કરવા લાગ્યાં.

આમ થોડો વખત વીતી ગયો. ડોશીને થયું: આ મહેલ કંઈ ખોટો નથી, નોકર ચાકર કંઇ ઓછા નથી, હોજ ફુવારાની કંઇ કમી નથી, સિંહાસનમાં કંઈ ખામી નથી, પણ માથા પરનો આ મુગટ બહુ ભારે લાગે છે. એ મુગટના ભારથી મારું માથું એવું ધમધમી જાય છે કે હું જાણે મરી જઇશ એમ લાગે છે.

ડોશીએ મુગટ બાજુએ મૂકવાનો વિચાર કર્યો, પણ માથેથી ઉતારવા જાય છે ત્યાં તો એક કરતાં એકવીસ દાસદાસી દોડી આવ્યાં, ને બધાના બેતાળીસે હાથ એકદમ ડોશીના માથા પર પડયા, ને હં! હં! રાણીબા! આ શું કરો છો? રાજમુગટ તો ચોવીસે કલાક માથે રાખવાનો! કહી બધાએ મુગટ ડોશીના માથા પર એવો દાબ્યો કે ડોશી ચીસ પાડી ઊઠી!

‘ ખસો બાજુ પર! ઘડીક મુગટ નીચે ઉતારી મને માથું હલકું કરવા દો.’ ડોશીએ રાડ પાડી,

પણ નોકરો કોઇ ખસ્યા નહિ. તેમણે એક અવાજે કહ્યું: 'રાણી સાહેબા! કહો તો એકવીસે માથાં હમણાં ઉતારી આપીએ, પણ રાજમુગટને તો નીચે ઊતરવા નહિ દઇએ. ઘણું જીવો અમારાં રાણી સાહેબા!'

જેમ તેમ કરી દિવસ તો પૂરો થયો. રાત પડી. રત્નજડિત હિંડોળાખાટમાં એ સૂઈ ગઇ ત્યારે પણ માથે મુગટ તો હતો. એ ઊંઘી ગઈ ત્યારે નોકરો તે પકડીને તેના ઓશીકા આગળ ઊભાં રહ્યાં. સવારે એ જાગી કે તરત નોકરોએ પહેલું કામ એના માથા પર મુગટ બેસાડવાનું કર્યું: રાતે મધરાતે આંખ ઊઘડી જાય કે મુગટ માથા પર દબાયો જ છે! એ રાજ્યનો એવો નિયમ હતો.

થોડાક દિવસમાં ડોશી આ રાજરાણી પદથી ત્રાસી ગઇ. હવે રાતદિવસ તે બડબડવા લાગી: 'આમાં કાંઈ મજા નથી. હું તો ત્રાસી ગઈ છું આ બધા સોનારૂપાથી. આના કરતાં તો સાદી સીધી રીતે રહેવા જીવવા મળે એજ સારૂં.'

વળી શંકર પારવતીનો રથ ત્યાં થઈને નીકળ્યો. પારવતીએ ડોશીનો બડબડાટ સાંભળ્યો. વળી તેમને દયા આવી. તેમણે ભોળાનાથ શંકરને પ્રાર્થના કરી. શંકરે કહ્યું: 'ભલે!'

બીજી સવારે ઊઠીને ડોશી જુએ છે તો એ જ પેલા જૂના આમલીના ઝાડના થડમાં કોકડું વળીને એ સૂતેલી હતી. આળસ મરડીને તે ઊઠી ને બોલી: 'હાશ! હવે હું નિરાંતે રહીશ ને જીવીશ.'

ત્યારથી હજીયે એ આમલીના થડમાં એ રહે છે.

# અપૂર્વ ને અદ્ભુત!

ફરતો ફરતો હું એક ગામમાં આવી ચડયો. ગામને ફરતો પથ્થરનો મજબૂત કોટ હતો. કોટના દરવાજામાં પેસતાં જ હું નવાઈ પામી ગયો. દરવાજાની બંને બાજુએ ભૂંકતા ગધેડાની બે પૂરા કદની મૂર્તિઓ બેસાડેલી હતી. દરવાજાના માથે આસમાની રંગનો ધ્વજ ઊડતો હતો. ધ્વજ ઉપર પણ ભૂંકતા ગધેડાની તસવિર આંકેલી હતી.

દરવાજો વટાવી હું ગામમાં પેઠો. ગામમાં પણ ઠેરઠેર મેં ભૂંકતા ગધેડાની સોનેરી રૂપેરી મૂર્તિઓ ઘરોના દરવાજાઓ પર બેસાડેલી જોઈ. કેટલાક છોકરા નિશાળેથી ઘેર આવતા હતા. તેમનાં દફતર ઉપર પણ સંગીત ખસી ગધેડાનાં ચિત્ર ભરેલાં હતાં. તેમની ચોપડીઓ જોઇ તો દરેક ચોપડીના પંઠા પર તેવુંજ ગધેડાનું ચિત્ર હતું. મેં એક છોકરાને પૂછ્યું: ‘ આ કોનું ચિત્ર છે? ’

મારામાં આ જાણવા જેટલી પણ અક્કલ નથી એ જોઇ છોકરો આભો બની ગયો હોય તેમ આંખો ફાડી જોઈ રહ્યો; પછી બોલ્યો: 'આ તો આપણા ગધાદેવ છે.'

'આપણા શાના? તમારા —' હું બોલી ઊઠયો.

'એટલે? શું આ ગધાદેવ તમારા દેવ નથી? તો શું તમે દુષ્ટ રાક્ષસ છો? પિશાચ છો? નાસ્તિક છો?' ગધાભારત' માં આવે છે ને દૈત્ય છો? હં, તમે કોણ છો?' એકસામટા બેચાર છોકરા બોલવા લાગી ગયા,

હું ગમ ખાઇ ગયો. ગધેડો મારો દેવ નથી એમ કહેવામાં જોખમ હતું તે હું સમજી ગયો. મેં તરત વાત ફેરવી નાખી; ને છોકરાઓને મનાવી લીધા કે ગધાદેવ મારા પણ દેવ છે, હું પણ એમનો ભક્ત છું.

રાજદરબાર ભરાયો હતો. જોનારાઓ ભેગો હું પણ અંદર ધુસી ગયો, જોયું તો સિંહાસનના શીખર પર ગવૈયા ગધેડાની રત્નજડિત સુંદર મૂર્તિ બેસા-

ડેલી હતી. હજી મહારાજા પધાર્યા નહોતા. થોડી વાર પછી ઘંટ વાગ્યો, નોબતડંકા થયા, છડી પોકારાઇ ને નેકનામદાર મહારાજ પધાર્યા, ને સિંહાસને બિરાજ્યા. તે વખતે એક અજબ બિના બની. કોઇ જાદુઈ ચમત્કાર થયો હોય તેમ સભામાં હાજર રહેલા તમામે મહારાજા ભણી પોતાની પૂંઠ કરી, ને ડાબા પગને મહારાજા ભણી ઊંચો કરી બે વાર હલાવ્યો ને લાત મારવાનું કરતા હોય તેવું મને તો લાગ્યું. પછી તેમણે મહારાજાનો જયજયકાર બોલાવ્યો, ને પહેલાંની જેમ હતા તેમ થઈ ગયા. પાછળથી મને ખબર તરીકે આ દેશમાં સલામ કરવાની આ રીત હતી. મેં પણ એ રીત શીખી લેતાં વાર ન લાગી.

આ પહેલાં ઘણાં ગામોમાં હું ફર્યો હતો, પણ ગધેડાનું આવું ગૌરવ મેં કોઇ જગાએ જોયું નહોતું. આથી તેનું રહસ્ય જાણવાની મને ઇચ્છા થઈ. તપાસ કરતાં મને નીચેની વાત જાણવા મળી.'

એક રાજા હતો. સંગીતનો તે એવો શોખીન હતો કે રોજ તેને નવી જ ચીજ સાંભળવા જોઇએ.

આખા રાજ્યના બધા ગાયકોને તેણે પોતાના દરબારમાં ભેગા કર્યા હતા. એક ગાઈ રહે કે બીજાએ ગાવા માંડવાનું. આમ સૌ એક પછી એક ગાયા કરે. એક વાર ગવાયેલું ગીત ફરીને ગાઇ શકાય નહિ.

રોજ નવા નવા ગવૈયાઓ દૂર દેશાવરથી આવ્યા કરે. ને નવાં નવાં ગીત સંભળાવ્યા કરે, પણ વખત જતાં એવું બન્યું કે એનો એ બિહાગ, માલકોશ. કલ્યાણ ભૈરવી, સારંગ વગેરે વગેરે રાગો સાંભળી સાંભળી રાજાને કંટાળો આવ્યો. તેણે હુકમ કર્યો: કોઇ નવો રાગ ગાઓ; કોઈ નવી ચીજ ઉપાડો.

એક પછી એક ગવૈયાએ પોતાની ઉસ્તાદી દેખાડવા માંડી પણ હવે તેમના સંગીતથી હવે રાજાનું માથું ચડી આવતું હતું. પણ રાજા પછે : કયો રાગ છે? ગવૈયો ઝુકીને કહે: 'મહારાજ' ભેરવી છે, પણ નવી તરજ બેસાડી છે,' રાજા માથા પર હાથ પછાડી કહે: 'કપાળ તારૂં! નવી તરજ કયાં છે, આ તો મેં એક હજાર ને એક વખત સાંભળી છે. બંધ કર તારો લવારો.'

પછી બીજો ગવૈયો એનો સૂર વહેતો મુકે ને

એની પણ એવી દશા થાય. એનો બિહાગરાગ રાજાએ કંઈ ચાર હજાર ને ચારસો વખત સાંભળેલો હોય.

હવે શું થાય ?

રાજાએ વિચાર કર્યો: સંગીત વગર તો જીવાય જ નહિ. રોજ નવું નવું સાંભળવું તો જોઈએ જ. તેથી તેણે આખા રાજ્યમાં ઢંઢેરો ફેરવ્યો કે જે કોઈ મને અપૂર્વ ને અદ્ભુત સંગીત સંભળાવશે તેને હું મારી દીકરી પરણાવીશ, ને મારી ગાદીનો ધણી કરીશ. ”

ઠેર ઠેર દૂતો ફરી વળ્યા. રાજકુંવરીની ને ગાદીની લાલચે, ખૂણામાં ભરાઈ ગયેલા ઘણા ગવૈયાઓ બહાર નીકળી પડ્યા. દુનિયામાં આટલા બધા ગવૈયાઓ હશે તેની, આ પહેલાં કોઈને સ્વપ્નુ યે નહોતું. જુવાન હતા તે સાદ સાંભળી બેઠા હતા ત્યાંથી ઊભા થઈ દોટ મૂકીને ધાયા,—વખતે કોઈ એમના પહેલો રાજાજીની પાસે પહોંચી જાય ને ઇનામ જીતી જાય એની એમને બીક હતી. આજાર હતા તે સાદ સાંભળી સાજા થઈ ગયા, બુઢ્ઢા હતા તે એક પલકમાં જુવાનજોધ બની ગયા, ને બનીઠની પાલખીએ ચડી નીકળી પડ્યા.

ઉં...ઉં...ઉં...ઉં......કરી એક ગવૈયાએ સિતાર છેડી પણ બિચારાએ બાર વરસ લગી કરેલી તપસ્યા એળે ગઇ. રાજાએ ભવાં ચડાવ્યાં ને રાડ પાડી : બસ કર એ કલબડાટ. કોઇ નવી ચીજ હોય તો દેખાડ—અપૂર્વ ને અદ્ભુત !

ગવૈયો ચૂપ !

બીજા એક બુઢ્ઢા ગવૈયાએ આખી જીંદગી સંગીતની સાધનામાં કાઢી હતી. આ...આ...આ ...આ...કરી એણે વીણાનો તાર છેડયો કે રાજાનો કોપ ફાટી નીકળ્યો: ‘ બસ કર જવાન ! કયાંથી આવા ને આવા હાલી આવે છે ? કાંઈ નવી ચીજ હોય તો ગા: અપૂર્વ ને અદ્ભુત !’

બુઢ્ઢો ગવૈયો હિંમત ભેગી કરી બોલ્યો : “ મહારાજ ! નવી ચીજ છે, અપૂર્વ ને અદ્ભુત ! મારા દાદાએ પણ આવી ચીજ કદી નથી સાંભળી, ને આપના દાદાએ પણ નથી સાંભળી ! ’

“ તો ગા. ’ રાજાએ પરવાનગી આપી. ગવૈયાએ ગાન શરૂ કર્યું, પણ રાજાના કપાળની કરચલીઓ ઉતરી નહિ. છેવટે ગીત અધવચ બંધ કરવું પડયું.

આમ રોજ રાજાની આગળ નવા નવા ગવૈયાઓ

આવવા લાગ્યા, ગાવા લાગ્યા, ને નિરાશ થઈ પાછા જવા લાગ્યા.

કેટલાક દિવસ વીતી ગયા. એક દિવસ ઓચિંતાનું રાજાને લાગ્યું કે એના કાન જુઠા પડી રહ્યા છે, હવે પહેલાં જેવું એને સંભળાતું નથી. વાત ખરી હતી. ધીમેધીમે રાજાને બહેરાશ આવી રહી હતી. અને એક દિવસ સવારે ઊઠીને રાજા જુએ છે કે એના માનમાં ફુટતી તોપોનો અવાજ પણ એને સંભળાતો નથી! ગવૈયો ગાન ગાવા આવ્યો, પણ એ શું ગાઈ ગયો, ગાઇ ગયો કે પછી ખાલી મોઢું વાંકુંચુંકું કરી ગયો તેની યે રાજાને ખબર પડી ગઇ. નોબતડંકા ને શરણાઇઓ વાગવા લાગી, પણ રાજાને માટે બધું ધબ થઇ ગયું હતું. એ અકળાયો, મુંઝાયો, ગુસ્સે થઇ ગયો. રાજવૈદ્યને તેડાવ્યા. વૈદ્યે નાડી તપાસી, પેટ તપાસ્યું, આંખો જોઇ, જીભ જોઈ જાહેર કર્યું કે આપ નામદારને નખમાં યે રોગ નથી. પણ રાજાએ કશું સાંભળ્યું નહિ. એની મુંઝવણ વધતી જ ચાલી. સંગીતના શોખીન રાજાને હવે શું સંગીત સાંભળવા જ નહિ મળે? જો આવો

સંગીતભક્ત રાજા બહેરો બની જશે તો દુનિયામાં સંગીતનું થવાનું શું? દેશ બધામાં ખેપિયા છૂટયા, ને જેમણે જેમણે જીંદગીમાં કદી પણ વૈદુ કર્યું હતું તે બધાને રાજા પાસે તેડી લાવ્યા. એક વૈદે કહ્યું: ' તમામ રોગની એક દવા—નેપાળો. રાજાને રોજ વાટકો પાવાનું રાખો.' બીજાએ કહ્યું: ' સત્યુગમાં મુખવાસ ને કળિયુગમાં ઉપવાસ—એ બધા રોગનો રામબાણ ઈલાજ છે. રાજાને આઠ દિવસ ઉપવાસ કરવા દો.' ત્રીજાએ કહ્યું: ' જંગલની જડીબુટ્ટી! ઘસીને પાઈ દો—જંગલનાં જનાવરો તો આનો જ ઉપયોગ કરે છે.' ચોથો મણ મણનાં પોથાં ઉથલાવવા બેસી ગયો. ગામમાં ઘરેઘર ધમાલ મચી ગઈ, પણ કશાથી યે રાજાને આરામ થયો નહિ, એની બેચેની દૂર થઈ નહિ. એ પથારીમાંથી ઊઠયો નહિ.

દિવસ પર દિવસ જતા ગયા, રોજ નવા નવા વૈદ્યો, હકીમો ને દાક્તરો આવવા લાગ્યા, ને નિરાશ થઈ પાછા જવા લાગ્યા.

એમ કરતાં એક દિવસ એક પરદેશી જુવાન ગામમાં આવી ચડયો. પેસતાં જ ચોકીદારે પૂછ્યું:

'વૈદ છો?' અને એ જુવાન સાચેસાચ વૈદ હતો એટલે એણે જવાબમાં માથું ધુણાવી હા કહી. તરત ચોકીદાર એને રાજમહેલમાં લઈ ગયો.

રાજા તો નિરાશ થઈને પડેલો હતો. જુવાને એને બરાબર તપાસી, મોં બગાડી કહ્યું: "રોગ ગંભીર છે.'

દરબારીઓ ગભરાયા. પણ વૈદરાજે કહ્યું: ગભરાવાનું કંઈ કારણ નથી. હું હમણાં જ રાજાજીને સાજા કરી દઉં છું.'

આમ કહી એણે ખભેથી ખડિયો ઉતાર્યો, ને એક નાનકડી શીશી બહાર કાઢી, શીશીમાંથી માત્ર બબ્બે ટીપાં રાજાના કાનમાં નાંખ્યાં.

ઘડીકમાં ચમત્કાર થયો હોય તેમ રાજાના કાનના પડદા ખુલી ગયા! બરાબર એ જ વખતે રાજમહેલના આંગણામાં એક અલબેલો ગધેડો ઊભો હતો. આથમણી મેરથી પવનની એક સુગંધીદાર લહેર પડી આવી, ને ગધેડો એ હવા ખાઈ તર બની ગયો એવો કે મહા આનંદથી પૂંછડી ટટાર કરી, માથું ગર્વથી ઉંચું કરી, કાન ખડા કરી, બુલંદ

અવાજે એણે શરૂ કરી દીધું ...હોં....જી. હોં—ચીં.... હોં...ચી; હોં...ચી.

રાજાના કાન ખૂલી ગયા ને પહેલો જ અવાજ એને કાને પડયો આ ગધેડાના સંગીતનો એ બોલી



ઊઠયો: ‘ અહાહા ! શું સુંદર સંગીત છે. અપૂર્વ ને અદ્‌ભુત ! આજે પહેલી જ વાર આવું સુંદર સંગીત સાંભળવા મળે છે ! ”

રાજા એ જુવાન પરદેશી પર ખુશ ખુશ થઇ થઈ ગયો. એણે રાજાને સાજો કર્યો હતો, તથા

અપૂર્વ ને અદ્ભુત સંગીત પણ સંભળાવ્યું હતું. રાજાએ ધામધુમપૂર્વ પોતાની કુંવરી એને પરણાવી નવાં રાજારાણીને ગાદીએ બેસાડી દીધાં.

જુવાન પણ કદરદાન હતો. ગધેડાની મહેર-



બાનીથી એને વણમાગ્યો લાભ થઈ ગયો હતો; એટલે એણે પોતાના સિંહાસનની ટોચે ભૂંકતા ગધેડાની તેજસ્વી મૂર્તિ બેસાડી, રાજમહેલના રિવાજ પર તથા નગરના દરવાજે દરવાજે તેવી મૂર્તિઓ બેસાડી, તથા રાજ્યના વાવટા પર પણ તેની

મૂર્તિ અંકાવી. જે દિવસે ગધેડાએ પોતાનું અપૂર્વ ને અદ્દભુત સંગીત સંભળાવ્યું તે દિવસ મહા પવિત્ર ગણાયો, નિશાળોમાં તે દિવસે રજા પડવા માંડી. કુંભારવાડાથી રાજમહેલ સુધી ગધાદેવની રથયાત્રા નીકળવા માંડી, ને દરબારીઓને ઇનામો અપાવા માંડયાં. ત્યારથી રાજાને સલામ કરવાની રીત પણ નવી શરૂ થઈ—ગધાદેવના પાછલા પગની ખાસ ઢબ ઉપરથી.

વાર્તા સાંભળી હું બોલી ઊઠયો: 'ખરેખર, અપૂર્વ ને અદ્ભુત!'



# મહાબલિનો જય

એક સુંદર વન હતું. તેમાં કેવળ વાંદરોની જ વસ્તિ હતી. એક બુઢ્ઢો કપિરાજ તેમના પર રાજ્ય ચલાવતો હતો.

એક દિવસે નમતે પહોરે વાંદરો વૃક્ષોની છાયામાં આમતેમ બેઠા હતા અને અનેક પ્રકારની વાતચીતો કરતા હતા. તેમની વાતોમાં બીજું શું હોય? કોઇ પોતે કેવડી જંગી છલંગ ભરી શકે છે તે, તો કોઇ પોતાને ભાવતાં મીઠાં ફળોની મોંમાં પાણી આવે તેવી વાતો કરતા હતા. કેટલાક ઝાડ તળે લંબી ખેંચી આરામ લેતા પડયા હતા, તો કેટલાક ઝાડ પર બેસી પૂછડી લટકતી રાખી હવા ખાતા હતા. કપિરાજ પણ આ ટોળામાં જ હતો. તે એક ઊંચા

પથરા પર પોતાના પ્રધાનો સાથે વાતો કરતો બેઠો હતો. કદાચ બીજા વાંદરાઓ કરતાં તેની વાતો વધારે મહત્ત્વની હશે.

એવામાં એક કાળો આકાર દૂરથી તે તરફ આવતો જણાયો. એ રીંછ હતું. વાંદરોએ આ પહેલાં કદી રીંછ જોયેલું નહિ એટલે સૌ નવાઈ પામી એની સામે જોઈ રહ્યા. પાસેના જંગલમાં જ રિંછોની વસતિ હતી, પણ વાંદરોને પોતાના વનમાં જ સુંદર સુંદર ખાવાના પદાર્થો ને મોજમજા કરવાનાં સાધનો વગેરે મળી રહેતાં હોવાથી તેમણે કદી પણ એ વન બહાર પગ મૂક્યો નહોતો. રીંછે પણ પહેલી જ વખત આ વનમાં પગ દીધો હતો. ફરતાં ફરતાં તે અહીં આવી ચડ્યું હતું અને વનની સુંદરતા જોઈ ખુશ થયું હતું.

રીંછે દુરથી વાંદરોનું ટોળું ઝાડો નીચે આરામ કરતું ને આનંદ કરતું જોયું. આસપાસ બધે મીઠાં ફળોથી ઝાડો લચી પડતાં હતાં. ઠંડો મીઠો પવન વાતો હતો. આ બધું જોઈને રીંછની આંખો ફાટી

ગઈ? ‘ હું ! આટલો બધો વૈભવ ! આ લંબપૂછાને ઘેર આટલાં બધાં પાકાં ફળો ! આવું સુંદર વન !’

ઇર્ષ્યાથી રીંછની આંખો લાલ થઈ ગઇ. તે ઘડીભર સ્થિર ઊભું રહ્યું અને વાંદરો આ પ્રાણીને પૂરાં નીરખે તે પહેલાં તો તે હું...ઉ...ઉ કરતું તેમના પર ધસ્યું. રીંછે કોઈના હાથપગ ભાગી નાખ્યા, તો કોઈના શરીરે તીણા નખથી જીવલેણ ઘા કર્યા. કોઈનું પૂછડું ચાવી કાઢયું, તો કોઈની ગરદન કરડી ખાધી. એક પળમાં વાંદરોએ બીકના માર્યા નાસભાગ કરી મૂકી. ખુદ કપિરાજ અને એના પ્રધાનો પણ ઊભા ન રહ્યા.

વાંદરોને આમ કાઢી મૂકી જાણે પોતે એ નવા વનનો સુબો હોય તેમ રીંછે રોફથી ફરવા માંડયું. પણ એનો એ રોફ ઝાઝો ટકયો નહિ. કારણ કે વાંદરો આટલો વખત શાંત બેસી નહોતા રહ્યા. તેમણે થોડેક દૂર જઈ પોતાની જબરી સેના ભેગી કરી અને લાગ જોઇને રીંછ ઉપર એક સામટો ચોતરફથી ધસારો કર્યો. રીંછ આ વખત એવું તો ગભરાઈ ગયું કે જીવ

બચાવવા નાસી છૂટ્યું અને વાંદરાઓએ પોતાનું રાજ્ય પાછું મેળવ્યું.

વાંદરાઓનો માર ખાઇને ભાગેલું રીંછ પોતાના દેશમાં ગયું અને એક ટેકરી પર આવેલી ઊંચી શિલા પર ચઢી જોરથી ઘુરકવા અને ચીસો પાડવા લાગ્યું. એની ચીસો સાંભળી ખૂણે ખૂણેથી સેંકડો રીંછો ત્યાં દોડી આવ્યાં. રીંછોનો રાજા જાંબુવાન પણ ત્યાં આવી પહોંચ્યો. સૌએ પેલા રીંછને શું બન્યું છે તે કહેવા વિનંતિ કરી. રીંછે છટાથી, અવાજ પ્રસંગ પ્રમાણે ચડતો ઉતરતો કરીને બોલવા માંડ્યું :

"રીંછ જાતિના સ્વમાનનો આ સવાલ છે. આપણી પાડોશમાં એક નાનકડું પણ સુંદર વન આવેલું છે. આજે હું ત્યાં ફરવા જઈ ચડ્યો હતો. ચચ્ચાર હાથ લાંબા પછડાંવાળા ત્યાંના જંગલી રહેવાસીઓને મારી હઠાવી આપણી રીંછજાતિના નામ પર મેં એ આખા વનનો કબજો લીધો હતો, પણ એ કાફર જંગલીઓએ ફરીથી ટોળાબંધ આવી મને ખૂબ માર્યો ને કાઢી મૂક્યો. જુઓ, મારા શરીર પર

આ ઉઝરડા પડયા છે, મારી ગરદન પર આ ઘા પડયા છે. મારા પર હુમલો કરીને એ લંબપૂછડિ-યાઓએ આખી રીંછ જાતિનું અપમાન કર્યું છે. મેં



એ મુલક જીત્યો હતો તે મારે માટે નહિ, પણ રીંછ-જાતિને માટે. મેં આ માર ખાધાં છે તે મારે માટે નહિ, પણ રીંછજાતિને માટે. હવે જો આપણે આનો બદલો નહિ લઈએ તો એ લોકો આપણને નબળા ને બાયલા ગણશે. હાય! બહાદુર રીંછ જાતિને શર-મથી નીચું જોવાનું થશે.”

થોડી વાર શ્વાસ ખાઈ રીંછે આગળ બોલવા

માંડ્યું : "બહાદુર રીંછ જાતિએ પોતે જીતેલો મુલક બીજાના હાથમાં નહિ જવા દેવો જોઈએ. અને કેવો સુંદર મુલક છે તે? રોજ રોજ ઢગલે ઢગલા મીઠાં ફળ ખાધા જ કરો, ખાધા જ કરો."

ભાષણ સાંભળી આખી રીંછ પ્રજા વાંદરો પર વેર લેવા તૈયાર થઈ ગઈ. બીજે દિવસે રાત્રે વાંદ-રાઓ પર છાપો મારવાનો ઠરાવ થયો.

બીજે દિવસે વાંદરાઓની એક ટુકડી કપિરા-જની સાથે સહેલગાહે ઊપડી હતી. રાજધાનીનાં ઝાડો નીચે વસતિ ઓછી હતી. એકાએક રાત્રે રીંછોએ છાપો માર્યો; જે થોડાક વાંદરા હતા તેમાંથી કેટલાક માર ખાઈ મૂઆ અને કેટલાક જીવ બચા-વવા ભાગી છૂટયા. ફરી પાછો રીંછોએ વનનો કબજો મેળવ્યો. વનની સુંદરતા જોઈ સૌ એવા તો ખુશ થયા કે કાયમને માટે અહીં જ રહી જવાનો ઠરાવ કરી જાંબુવાનને ગાદી પર બેસાડયો.

આ બાજુ કપિરાજને ખબર પડી કે રાજધાની રીંછોના હાથમાં ગઈ છે અને ઘણા વાંદરાઓની કતલ

થઈ છે. આથી તેને બહુ દુઃખ થયું. તેણે પોતાના વાંદરાઓને ભેગા કર્યા પણ સેંકડો રીંછોની સામા થવા જેટલું તેનું બળ નહોતું. હવે શું કરવું?

કપિરાજે પ્રધાનની સલાહ કરી. સૌએ કહ્યું, "બળિયા સામે બાથ ભીડવામાં શાણપણ નથી. સરખેસરખા હોઈએ અને જીતની આશા હોય તો લડાઈ કરી લેવી, પણ આપણે નબળા હોઈએ ને સામો પક્ષ જબરો હોય તો વાણિયા મૂછ નીચી કરી જવામાં સલામતી છે, એવું શાસ્ત્રવચન છે."

સૌનો એવો અભિપ્રાય થયો કે રીંછ સરકારની તાબેદારી સ્વીકારવી અને તેમની ૈયત તરીકે શાંતિથી રહેવું.

પણ આ કડવો ઘુંટડો હતો. આજ લગી ભોગવેલી સ્વતંત્રતા એકદમ ચાલી જતી હતી. એ કોઈને ગમતું નહોતું. છેવટે એક વૃદ્ધ મંત્રીએ રાજાને સલાહ આપી: "ત્રણ દિવસમાં તમને તમારૂં રાજ્ય પાછું અપાવું, જો મારૂં માનો તો."

રાજાને લઈ વૃદ્ધ મંત્રી એકાંતમાં ગયો. પછી તેણે કહ્યું, "દેશને બચાવવો હોય તો બુદ્ધિ અને બલિદાન બેની જરૂર છે; અને મારી ખાતરી છે કે

મારામાં એ બંને છે. તમારે તમામ વાંદર પ્રજાને લઇને બે દિવસ સુધી પાસેના જંગલમાં છુપાઈ રહેવું પડશે, અને હું તમને ખાતરી આપું છું કે ત્રીજે દિવસે તમે નિર્વિઘ્ને રાજ્યનો કબજો લઈ શકશો. કારણ કે એક પણ રીંછ તમારી સામે થવા માટે તે વખતે જીવતું હશે નહિ."

કપિરાજ નવાઈ પામી બોલ્યો, "કેવી રીતે?"

તે બુઢ્ઢો વાદર બોલ્યો, "તમે તમારા માણસોને હુકમ કરો કે તેમના ધારદાર દાંત વડે મારા હાથ પગ પર લોહીઆળ ઉઝરડા કરે, અને મારા કાન પર બચકાં ભરી લોહી કાઢે. પછી તેઓ મને ઊંચકી રાજધાનીની સીમમાં નાખી આવે. પછી જે કરવાનું છે તે હું કરી લઇશ. એકેએક રીંછને ભૈરવની ખીણમાં ભટકતું કરી દઈશ."

કપિરાજને પોતાના મંત્રીની વાત સાંભળી ગર્વથી આનંદ થયો. પણ આવા બુદ્ધિશાળીના હાથ-પગ ચીરી તેને દુશ્મનો આગળ ફેંકી આવવાનો હુકમ કરતાં તેમને બહુ દુઃખ થયું પણ બીજો ઉપાય

નહોતો. બે ચાર વાંદરાઓએ વૃદ્ધ મંત્રીના કાન કરડી લોહી કાઢયું અને હાથ પગ પર લાંબા લાંબા ઘા કર્યા. મંત્રીનું આખું શરીર લોહીઆળ થઈ ગયું. પછી તેને ઊંચકીને રાજધાનીના સીમાડા આગળ નાખી આવ્યા.

રાત્રે એ વૃદ્ધ વાંદરે વેદનાથી ચીસો પર ચીસો પાડવા માંડી. એની તીણી ચીસોથી રીંછોની ઊંઘમાં ખલેલ પહોંચવા લાગી. તેથી જાંબુવાન એનું કારણ શોધવા નીકળ્યો. ફરતો ફરતો વાંદર પાસે આવી પહોંચ્યો. વાંદરને જોઈ તેને ખૂબ ક્રોધ ચઢયો. તે તેને મારી નાંખવા જતો હતો ત્યાં વાંદર બોલ્યો, "રીંછોના રાજમાં આવો અન્યાય ચાલે છે? હું રીંછોનું ભલું કરવા ગયો ત્યાં મારે માર ખાવો પડયો, અને હવે તમે મને મારી નાખો છો!"

જાંબુવાને તેને બધી વાત પૂછી અને જણાવ્યું કે હું રીંછોનો રાજા છું અને તારી વાત સાંભળી યોગ્ય ન્યાય કરીશ,

વાંદર નમસ્કાર કરી બોલ્યો, "મહારાજ! હું

કપિરાજનો વડો પ્રધાન છું. મારું નામ મહાબલિ. આજે બપોરે વાંદરાઓની સભા ભરાઈ હતી, તેમાં બધાએ રીંછ સરકાર સામે લડવાનો ઠરાવ કર્યો, ત્યારે મેં એનો વીરોધ કરી જણાવ્યું કે રીંછ સરકાર બહુ ન્યાયી છે. એની રૈયત થઈને રહેવામાં આપણને બહુ ફાયદો છે, માટે આપણે લડવાની વાત પડતી મૂકી તેમને તાબે થઇ જવું ને તેમની સેવા સ્વીકારવી. મારી વાત સાંભળી સૌ ગુસ્સે થઈ ગયા ને મારા પર તુટી પડી મને આખે શરીરે જખમી કરી અહીં લાવી નાખી ગયા. એમ કહીને કે હવે તારી રીંછ સરકાર તારૂં શું ભલું કરે છે તે અમે જોઈશું."

"એમ?" ફાટી આંખે જાંબુવાને પૂછ્યું.

"અને મહારાજ! એ લોકો બધા નવું લશ્કર ભેગું કરવા પહાડ તરફ ગયા છે. એ પહાડ ક્યાં છે તે હું જાણું છું. જો રીંછ પ્રજાને અહીંનું રાજ્ય ટકાવી રાખવું હોય તો તરત જ તેમનો પીછો પકડવો જોઇએ; નહિ તો તે લોકો લશ્કર લઇ આવી પહોંચશે, પછી અહીં ઊભા રહેવું ભારે પડશે."

જાંબુવાનને મહાબલિની વાત સાચી લાગી.

એકદમ બધા રીંછોને તેણે તૈયાર થવાનો હુકમ આપી દીધો. દરેકેદરેક રીંછ પછી તે બાળક કે વૃદ્ધ, ગમે તે હોય આ આખરી યુદ્ધમાં નીકળવાનું હતું. મહાબલિ આખે શરીરે જખમી થયેલો હતો તેથી તેનાથી ચલાય તેમ નહોતું અને તેના વગર કોઈ રસ્તો બતાવે તેમ નહોતું તેથી તેને એક રીંછના શરીર પર બેસાડી બાંધી લેવામાં આવ્યો, જેથી પડી જાય નહિ.

સેંકડો રીંછોની પલટન ઊપડી. સૌથી મોખરે મહાબલિ અને જાંબુવાન હતા. મહાબલિએ સૌને ઝપાટાબંધ ચાલવાનો હુકમ કર્યો. આખી રાત સૌએ ચાલ ચાલ કર્યું. બીજો દિવસ થયો; તો પણ મહાબલિએ તેમને દોડાવ્યે જ રાખ્યા, વળી રાત પડી. સૌ એક મોટા ઊંચા પહાડની ભયંકર ખીણમાં પ્રવેશ્યા. આ વખતે મહાબલિએ સૌને ખૂબ ચડાવ્યા: “ જોરથી ચાલો, હજી જોરથી ચાલો. દુશ્મનો ઠેઠ પહોંચી ગયા લાગે છે. આ વખતે એકેને જીવતો છોડવો નથી.”

સવાર થતાં થતાંમાં તો સૌ ઊંડી ખીણમાં

પરેપૂરા ફસાઈ ગયા. જાંબુવાને કહ્યું, " અહીં ક્યાં છે વાંદર લોકો ? "



જવાબમાં મહાબલિ ખડખડ ખડખડ હસીને બોલ્યો, "મૂરખાઓ ! તમે ધારો છો. એવો હું દેશદ્રોહી નથી. હું તો તમને બધાને આ ખીણમાં સપડાવવા લઈ આવ્યો છું. હવે રાજધાનીમાં પાછા ફરવાની

વાત ભૂલી જજો ને અહીં પહાડોમાં જંગલી પેઠે ભટક્યાં કરજો. જુલમીઓ ! તમને તો આ સજા જ યોગ્ય છે. ”

એકસામટા પાંચદશ રીંછ મહાબલિ પર તૂટી પડ્યા ને એનું હાડકે હાડકું ચૂંથી નાખ્યું. પણ તેથી શું ? પાછા ફરવાનો રસ્તો કોઈને યાદ નહોતો. તેથી તેઓ ફરી રાજધાનીમાં જવા પામ્યા નહિ અને જંગલમાં જ ભટકતા જ રહ્યા.

બીજે દિવસે કપિરાજ વાંદરાઓને લઈને રાજ-ધાનીમાં પેઠો અને એક પણ રીંછ જોવા ન મળવાથી સૌએ આકાશ ચીરી નાખે તેવી હર્ષગર્જના કરી : “ મહાબલિનો જય ! ”

# લીલી

દેવદિવાળીની સાંજ હતી. ટાઢ સખત પડતી હતી. લોકો ગરમ ગરમ ધાબળા દિલે ઓઢીને હાથ બગલમાં ઘાલી સઘડીએ તાપતા બેઠા હતા, "કોઈ લો દીવાસળી"ની બૂમો મારતી એક વાઘરીની છોડી લીલી શેરીએ શેરીએ આંટા દેતી હતી. એના હાથ પગ ઉઘાડા હતા. પહેરેલું કપડું ઘણી જગ્યાએ ફાટી ગયું હતું. નાની ફાટેલી ઓઢણી શરીરે લપેટી, ટાઢ રોકવા જેમ તેમ મથતી હતી.

રાત પડી. અંધારું વધતું ચાલ્યું. ટાઢ પણ વધતી ગઈ. લીલી આખું ગામ ફરી વળી, પણ દીવાસળીની ચાર પેટીમાંથી એકે પેટી વેચાઈ નહિ. આજે દેવદિવાળી હતી. ઘેર ઘેર ઓચ્છવ હતો. ઘેર-ઘેર દીવાઓની નાની સરખી હાર પ્રકટી હતી. પવનના સપાટામાં કોડિયાંની સોનેરી જ્યોતો ધ્રૂજતી

હતી. આજે કોને ઘેર દીવાસળીની ખોટ હોય ? એવું અભાગીજન કોણ હોય ?

લીલીની દીવાસળી ન વેચાઇ. નિરાશ થઈ એ એક મોટા દેખાતા ઘરની ખડકી આગળ આવી ઊભી. અંદર ધમાધમ ચાલતી હતી. બાળકો કૂદાકૂદ કરતાં હતાં અને હર્ષની કિકિયારીઓ પાડતાં નાચતાં હતાં. હીરણી એ જોઇ રહી.

અંધારૂં વધતું ચાલ્યું. ખડકીની અંદરથી બાળકોનો કિલકિલાટ સંભળાતો બંધ થઇ ગયો; બાળકો નિરાંતે ધાબળા ઓઢી, પોંઢી ગયાં હશે. ખડકીની દીવાલને અઢેલીને લીલી બેસી ગઈ. ટાઢમાંથી બચવા તેણે આખું શરીરનું જાણે કોકડું વાળી દીધું. દીવાસળીની પેટીઓ એના હાથમાં જ રહી.

આજુબાજુનાં બંધ ઘરોની બારીઓમાંથી દીવાનું અજવાળું દેખાઈ રહ્યું હતું. થોડી વાર સુધી લીલી વારાફરતી ચોમેર જોઈ રહી, જાણે એવી આશા રાખતી હોય કે કોઇ ત્યાંથી તેની સંભાળ લેવા બહાર

આવશે પણ કોઇ આવ્યું નહિ. લીલી અહીં ટાઢે મરે છે એવી કોઈને ખબર નહિ હોય?



ટાઢથી લીલીની આંગળીઓ રહી ગઇ હતી. પગ એવા જડ થઈ ગયા હતા કે લોહી વહેતું બંધ થઈ ગયું હતું. લીલી ટૂંટિયું વાળીને પડી હતી. એટ-લામાં પાસેના ઘરમાંથી બે છોકરાં બાઝતાં સંભળાયાં —એક છોકરો બોલતો હતો, "મારો પેંડો છે; નહિ આપું તને," બીજો કહે. "તારો પેંડો તો તું ખાઇ ગયો. આ તો મારો છે." લીલી એ ઝઘડો સાંભળી રહી.

એકાએક લીલીને દીવાસળીની પેટી યાદ આવી. ટાઢના આકરા મારમાંથી હાથપગને કંઈક ગરમાવો આપવા તેણે વિચાર કર્યો. પેટીમાંથી એક દીવાસળી કાઢી. તેણે ઘસીને સળગાવી. સળગતી દીવાસળી ઊભી પકડી રાખી તેની જ્યોત પર હાથપગને ગરમાવો આપવાનો તેણે પ્રયત્ન કર્યો. એક પણ...તેને એમ લાગ્યું એ નાનકડી દીવાસળી નથી, પણ લુહારની બળતી ભઠ્ઠી છે. ધગધગ એમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળી રહી છે. કેવો સરસ ગરમાવો મળે છે?

પણ દીવાસળીને દયા ન આવી, એ ઝગીને હોલવાઈ ગઈ. લુહારની ભઠ્ઠી એકાએક અલોપ થઈ ગઈ. ગરીબ બિચારી લીલી ટાઢમાં થથરતી જ રહી.

થોડીક વાર થઈ અને લીલીએ બીજી દીવાસળી સળગાવી. ઝગઝગાટ! ખડકીની ભીંતને અઢેલી લીલી કોકડું વળી પડી હતી, તે ભીંત પર દીવાસળીનું અજવાળું પડયું. જાણે ભીંત કાચની બનેલી હોય તેમ લીલી ભીંતની પેલી પાર જોવા લાગી. એક છોકરી ઘરમાંથી આવતી હતી; તેના હાથમાં પેંડો

હતો. દોડતી દોડતી લીલીની પાસે આવી તે બોલી, “ લે, લે, લીલી આ તારો ભાગ. ” લીલી હરખાઈ ગઇ. પેંડો લેવા તેણે હાથ લાંબો કર્યો. પણ એટલામાં તો દીવાસળી બળી રહી. પેંડા સાથે પેલી છોકરી અદૃશ્ય થઈ ગઈ. લીલીના મોં સુધી આવેલો પેંડો ગુમ થઈ ગયો !

ઘડીક રહી લીલીએ ત્રીજી દીવાસસી શળગાવી કેવો ઝગઝગાટ ! સુંદર એવી એક દુકાન લીલીની આંખ સામે દેખાઈ! આખી દુકાન ભાતભાતનાં, રંગબેરંગી રમકડાથી ખીચોખીચ ભરેલી. નાની નાની સુંદર ઢીંગલીઓ, રબરનાં, કાચનાં અને કચકડાનાં નાનાં મોટાં સુંદર પૂતળાં ઓહ ! કેવું મઝાનું ? બધાં પૂતળાં દુકાનમાંથી રમઝમ રમઝમ કરતાં હાથ લાંબા કરી લીલી તરફ દોડતાં આવ્યાં. રબર, અને લૂગડાનાં સસલાં, કૂતરાં, વાંદરાં, બિલાડીઓ, મ્યાઉં મ્યાઉં, હાઉ હાઉ, સીસ સીસ કરતાં ઠેકંઠેકા કરતાં, હરણીની સાથે રમવા ધસી આવ્યાં. લીલી ખુશ ખુશ થઇ ગઇ. નાનકડા સસલાએ કૂદકો મારી લીલીના ખભા પર સવારી કરી. બિલાડીનું બચ્ચું આવી,

એના ખોળામાં ભરાયું. પેલું ધોળા કાળા ચટાપટા-વાળું કુરકુરિયું—ખરરર! એકાએક દીવાસળી હોલ-વાઈ ગઈ! લીલીની નજર આગળથી કુરકુરિયું, સસલું, વાંદરૂં બધાંયે પળમાં અલોપ થઈ ગયાં. લીલીએ આંખો ચોળી ધ્યાનપૂર્વક સામે જોયું તો મજબૂત કાળી ભીંત આડી ઊભી હતી. આકાશમાં પૂનમના ચંદ્ર ઉપર કાળમીંઠ વાદળાંનો ઘેરો ફરી વળ્યો હતો. થોડી વારમાં તે સ્વસ્થ થઈ; સ્વસ્થ થઈ કે સખત ટાઢનો માર તેને લાગવા માંડયો. તે ભય-ભીત બની ગઈ.

વળી તેણે દીવાસળી સળગાવી. દીવાસળીની કંપતી જ્યોતમાં તે ધારીને જોઈ રહી. ધીરે...ધીરે... ધીરે એક મોંનો આકાર દેખાવા માંડયો. એક પછી એક રેખાઓ પ્રગટતી ગઈ. કપાળ પર કરચલીઓ, ચીમળાયેલા હોઠ; લબડી પડેલા ગાલ......આખો ચહેરો જોઈ લીલીની આંખો હસી ઊઠી: બીજી જ પળે તે બોલી ઊઠી: “ આ મારી મા ” એ ચહેરો લીલી-ની માનો હતો. જવાબમાં એની માના હોઠ ધ્રૂજયા: એ હસતી દેખાઈ.

દીવાસળી હોલવતાં આવું મધુર દશ્ય ઘડીમાં નાશ પામી જશે એ યાદ આવતાં લીલીએ આખી પેટી ખાલી કરી. એક સામટી બધી દીવાસળીઓ સળગાવી દીધી. કેવડો મોટો ભડકો! ઘરડી માનો આખો ચહેરો આનંદથી હસી ઊઠયો. લીલી બોલી, "મા, મા, મને તું રહે છે ત્યાં લઈ જાને?" લીલીના કાનમાં એની માની મધુર વાણી સંભળાઈ: "હું તને ત્યાં લઈ જવાને જ આવી છું. બેટા! અહીંના કરતાં ત્યાં ઘણું સુખ છે. અહીં તારી સામે ઉભી ભીંત છે, ત્યાં તારે માટે ચારે કોર ખુલ્લા દર-વાજા છે. ઊઠ, બેટા! ચાલ મારી સાથે." લીલી ખુશ ખુશ થઈ ગઈ. એનાં રોમે રોમ હર્ષ પથરાઈ ગયો.

બીજે દિવસે સવારે ખડકીનું બારણું ઉઘાડતાં જ દરવાજે એક નાનકડી ચીંથરેહાલ છોકરીનું શરીર ભીંતને અઢેલી વાંકું પડેલું હતું. લીલી ટાઢથી થીજીને મરી ગઈ હતી, પણ એના મોં પર માને મળવાનો આનંદ દેખાઈ રહેતો હતો.



# કમળ ફૂલ

વરસાદ આવ્યો નહિ. ખેતરોમાં પાક થયો નહિ. ધરતી લીલી છમ થઇ નહિ. ઝાડપાનની તરસ છીપી નહિ. નદી નવાણ સુકાઇ ગયાં. કુવાઓનાં પાણી પાતાળમાં પહોંચ્યાં. પશુ પંખીઓ અનાજ પાણી વગર તરફડવા લાગ્યાં. મનુષ્યોની પણ ભૂંડી હાલત થઈ. સઘળે દુકાળનો ભયંકર ત્રાસ વ્યાપી ગયો.

નાનકડી એક છોકરી હતી. ગંગા એનું નામ. બિચારીનાં માબાપ મરી પરવાર્યાં હતાં. કાકાને આશરે ઊછરી હતી. કાકો પણ છેવટે મરણશરણ થયો. હવે એની સંભાળ રાખનારૂં કોઈ નહોતું. ગામ ગામથી લોકો ઘરબાર છોડી અનાજ પાણીની

શોધમાં હાલી નીકળતાં હતાં. ગંગા પણ એવી એક ટોળીમાં ભળી.

એને માણુસોની ટોળી હતી કે જનાવરોની? કોઇ કોઈની ખબર પૂછતું નહોતું, કોઈ કોઇના સામું જોતું નહોતું, બાપ દીકરાને ને દીકરો બાપને રસ્તામાં એકલ નિરાધાર મેલી દે, ધણી બૈરીને છોડી દે, ને બૈરી ધણીને નિરવા છોડી દે, આખે રસ્તે ધાવણાં છોકરાંની ચીસો સંભળાયા કરે, મા પણ શું કરે? પોતે જ હાડપિંજર બની ગયેલી ત્યાં છોકરાંને ધવડાવે શું? સેંકડો માણુસોની હારની હાર ધાન ધાન! ને પાણી પાણી! કરતી ચાલ્યા કરતી ચાલ્યા કરે. ગંગા પણ એ સેંકડો ભેગી એક હતી.

વાંસની લાકડી ચાલી શકે એ મનાય, પણ હાડકાંની લાકડી જેવાં આ શરીરો કેવી રીતે ચાલી શકતાં હશે એ સમજાતું નથી. ગંગા રાતને દિવસ ચાલ્યા કરતી હતી, પડતી હતી, ઊભી થતી હતી, ધવાતી હતી, પીડાતી હતી, ચીસો પાડતી હતી, કણુકતી હતી, તોયે ચાલતી હતી. ચાલ્યા જ કરતી હતી. થાકીને પડી જતી, તો પડી પડી પેટે ઘસ-

ડાઇને પણ આગળ વધતી હતી. એને આશા હતી કે કોક વખત ક્યાંક પાણી મળી જશે. તરસે એનું ગળું સુકાઇને ચોંટી ગયું હતું—તરસના ભાન સિવાય બીજું કંઈ જ સાન ભાન હવે એને રહ્યું નહોતું. એ આગળ ને આગળ ઘસડાતી જતી હતી.

ટોળામાંથી એ જુદી પડી ગઈ. લીલોતરીનો કીડો, કોઈ રસ્તો બતાવનારું નથી હોતું, તોયે હૈયા ઉકલતથી ચોક્કસ દિશા તરફ ઘસડાતો જાય છે તેમ ગંગા ઘસડાતી જતી હતી—અને એ ખરે રસ્તે ઘસડાતી હતી. કારણકે થોડા વખત પછી એક પાણીના છલકતા સરોવર જેવું એને કંઈક દેખાયું પણ ખરું.

એ સરોવર નહોતું, હતું માત્ર નાનકડું ખાબોચિયું. સારે વરસે ભેંસ પણ એમાં ઘડી વિસામો લેવા પગલું ન ભરે; એવું એ ખાબોચિયું, ગંધાતું ને ગંદુ—ઓગાળેલા કાદવ જેવું! પણ તરસે મરતી ગંગાને મન એ નિર્મળ નીતર્યા જળનું સરોવર હતું. ઘસડાતી જખમાતી એ ખાબોચિયાને કાંઠે પહોંચી. હાશ, પહોંચી તો ખરી, હવે તરસ છિપાવે એટલી વાર છે.

એ સળેખડી જેવો દુબળો હાથ કેવી રીતે લાંબો થઈ શકયો તે હું નથી જાણતો; એ લાંબો થયો છતાં પાણીને પહોંચી શકયો નહિ—ખેંચાઇને પાછો પડયો. એક જબ્બર આંચકો મારી ગંગા આગળ વધી, એનું શરીર ખાબોચિયાનાં પાણીને સ્પર્શ્યું. બસ, હવે પાણી પીતાં કેટલી વાર! જીવ બચી ગયો, જાણે!

તરફડતું માથું ગંગાએ ખાબોચિયાના પાણીમાં ઘાલ્યું, મોં ફાડયું, એની સુકાઇને ચામડું બની ગયેલી જીભે ગળામાંથી બહાર નીકળવાની ના પાડી, તોયે તેણે જોર કરી કરી મોઢામાં પાણી ઘુસાડવા ધમપછાડા માર્યા—થોડું પાણી મોઢામાં પેઠું ખરું; પણ એ યે એટલું જાડું રાબડી જેવું બની ગયું હતું કે ગળા લગી પહોંચ્યું નહિ—વ્યર્થ તરફડીને ગંગાની ડોક ખાબોચિયામાં ઢળી પડી, ગંગા પાણીમાં જ મડદું થઈને પડી.

નામ જેનું ગંગા—સાત દુકાળે સુકાય નહિ એટલું ગંગાનું પાણી, મરતા માણસના મુખમાં બે ટીપાં ગંગાજળ પડે તો એનું મરણું સુધરી જાય–

એ ગંગા અહીં ગંદા ગંધાતા ખાબોચિયામાં તરસે તરફડીને મરી.

બીજી સવારે એ ખાબોચિયામાં સરસ મનાતું ગુલાબી ફુલ ફુટી નીકળ્યું હતું. કેવી સુંદર એની પાંખડીઓ! દુનિયામાં ફૂલ તો ઘણાં જોયાં, પણ આના જેવું રૂપાળું ફુલ કોઈ ન જોયું. કાદવમાંથી એ ઊગી નીકળ્યું હતું, પાણીમાં એનું ઘર હતું, પણ પાણીનો સ્પર્શ પણ એ સહન કરી શકતું નહોતું, ટીપેટીપું પાછું ઢાલવી દેતું હતું, જાણે ગંગા પોતે ફૂલ બનીને આવી હતી ને કહેતી હતી કે પાણીમાં હું પડી છું, પણ પાણી પીવા નથી પામી એટલે પાણીનો સ્વીકાર હવે હું નહિ કરું.

લોકોએ એ ફૂલનું નામ કમળ પાડ્યું, ને દેવને માથે ચડાવ્યું. ભક્તો બોલ્યા: 'વાહ! કેવું સુંદર ફૂલ છે! આ ફૂલની ભગવાનની કેવી સરસ પૂજા થાય છે!

ઘણાં ઘણાં વર્ષો આજે આ વાતને થઈ ગયાં. હજી પણ લોકો કમળને જોઈ રાજી રાજી થઇ જાય છે, પણ ગંગાની વાત તેઓ સાવ ભૂલી ગયા છે.

# રાક્ષસ

**એ** ક્યારે ઊંઘવા પડેલો એની મને ખબર નથી. પણ કદાચ હજારો વરસની ઊંઘ એણે લીધી હશે; કારણ કે એ આળસ મરડીને જાગ્યો ત્યારે પૃથ્વી પર ઘણા ફેરફારો થઈ ગયા હતા. મનુષ્યની વસ્તી ઘણી વધી ગઈ હતી, મનુષ્યોએ શહેરો વસાવ્યાં હતાં, બંદરો બાંધ્યાં હતાં, હુન્નરઉદ્યોગોની સ્થાપના કરી હતી, અને બીજું ઘણું ઘણું થયું હતું.

એ રાક્ષસ હતો. બધા રાક્ષસોનો નાશ થઈ ગયો ત્યારે એ યુક્તિથી જીવ બચાવવા નાસી છૂટયો હતો, અને એક પર્વતશિલા પર લાંબો થઈ થાક ઊતારવા ઊંઘી ગયો હતો. એ ઊંઘમાંથી તે આજે એચિંતો જાગ્યો. માણસના માથા જેવડી એની વિશાળ આંખો ચોળીને એણે જોયું, “આ શું ? આ અંધારૂં અંધારૂં કેમ વરતાય છે ! હું તો શિલા પર ઊંચે સૂતો હતો,

અને અહીં ગુફામાં ક્યાંથી આવી ગયો? ધરતી તો નીચી નહિ ઊતરી ગઈ હોય?"

એવું જ થયું હતું. ધરતીકંપોના આંચકા ખાઈ ખાઈને એ પહાડની ભૂમિ નીચી ઊતરી ગઈ હતી, અને તેની ગુફા બની ગઈ હતી. કોઈ અદ્ભુત રીતે એની ઊંઘમાં ખલેલ નહોતી થઈ, એ બચી ગયો હતો.

એ જાગ્યો. સ્થળનું ભાન થવા સાથે પહેલું ભાન થયું એને ભૂખનું. હજારો વરસથી એણે ખાધું નહોતું.

ભૂખ ભાંગવા એ ગુફામાંથી બહાર નીકળ્યો. જાણે કુતુબમિનાર હાથપગ હલાવતો ચાલ્યો! ક્યાં? નજીકમાં જ! આપણા હિસાબે પચાસ–સાઠ માઈલ પર એણે એક શહેર જોયું. ત્યાં મકાનો હતાં, છાપરાં હતાં, રસ્તા હતા, ઝાડ હતાં, નદી હતી: એ બધું જોઈને એ ખુશ થયો.

"આજે હજારો વરસની ભૂખ ભાગશે. હાશ! ઠીક નાસ્તો થશે!"

વળી પાછો એ બોલ્યો, “ મને જોઈ લોકો કેવા બી મરશે ! છોકરાં ને સ્ત્રીઓ તો ચીસેચીસ પાડશે, કેટલાંક તો બેભાન થઈને પડી જશે, કેટલાંક તો નાસવાનું ભૂલી જડ જેવાં ઊભાં ત્યાં ચોંટી જશે; અને પુરુષો ? એ સ્વાર્થીઓ જીવ બચાવવા નાસભાગ કરશે. એ નાસભાગ અને ચીસેચીસ જોવાની ખૂબ મજા પડશે. એ ડરકુઓને જોઈ મને ખરેખરું હસવું આવશે, અને તો જ તેમને પકડી પકડી ખાવાની મજા પડશે ! ” આમ વિચારી એ ખડખડાટ હસી પડયો.

‘ આહા ! માણુસજાત મને જોઈ કેવી બીવા માંડશે ! એ લોકો બીએ એમાં જ મારી ખરી મજા છે ! ’

આમ વિચાર કરતો કરતો એ ગામની પાસે આવી પહોંચ્યો. ગામની ભાગોળે બેઉ બાજુ ઝાડોની હારોની વચમાં એણે કાળો નાગ પડેલો જોયો. નાગને જોઈ એને દાઝ ચડી : “ હં, માળો ખાઈ પી પડયો છે ! પંદર હાથ તો એનું શરીર જાડું થયું છે, અને

લંબાઈ! અધધધ ...... ઠીક છે; પણ એય જાણશે કે મરદ મળ્યો હતો.”

આમ કહી એણે નાગને એક લાત મારી. પણ નાગ તો જરાયે સળવળ્યો નહિ. બીજી લાત મારી તો યે નહિ. જાણે એને લાગતી જ નથી. છેવટે ગુસ્સે ભરાઈને રાક્ષસે નીચા નમી નાગને હાથથી ઝાલી ફેંકી દેવા પ્રયત્ન કર્યો; પણ ઓહ! એની આંગળીઓ જમીનમાં ખૂતી ગઈ અને નાગની કાળી જાડી ચામડીનો એક તુટેલો કટકો હાથમાં આવ્યો! ફરી મથ્યો, ફરી એવો બીજો કટકો આવ્યો. હવે એને સમજાયું કે આ નાગ નથી. પણ જમીન જ એવી છે! વીસમી સદીની ડામરની સડકનો એને બિચારાને ક્યાંથી ખ્યાલ હોય, એ એને નાગ માની બેઠો!

એમ કરતાં એ ગામમાં આવી પહોંચ્યો. લોકોને ઓચિંતા ગભરાવવાનો એનો વિચાર હતો, એટલે દબાતો–લપાતો છેક બજારમાં એ આવી પહોંચ્યો, અને એક ખૂણે ભીંતને અઠીંગીને એ બેઠો.

ઘડીભર એ જોઈ જ રહ્યો. માણસોની અવરજવર ઘણી હતી પુરુષો, સ્ત્રીઓ ને બાળકોનાં ટોળે-

ટોળાં આમતેમ જઈ રહ્યાં હતાં. કેટલાંક વિચિત્ર પ્રકારનાં પ્રાણીઓ પણ એણે જોયાં: એક પ્રાણીનું અડધું શરીર માણસનું અને અડધું શરીર લોઢાનાં બે ચક્કરનું બનેલું હતું. એ ચક્કર ફર્યા જ કરતાં હતાં અને પ્રાણી દોડયા જ કરતું હતું. બીજું એક પ્રાણી તેથી યે વિચિત્ર હતું. એ ગાડા જેવું લાંબું હતું, પણ એનું શરીર ઠીક રૂપાળું હતું. એનો અંદરનો ભાગ ખાલી હતો. અને એ ખાલી ભાગમાં કોઇમાં એક તો કોઈમાં બે તો કોઇમાં ચાર, માણસનાં માથાં દેખાતાં હતાં. એ અનેક માથા-વાળું, ઝડપથી ચિત્ર વિચિત્ર અવાજો કરતું. દોડતું પ્રાણી પુરૂષ હતું કે સ્ત્રી તે રાક્ષસ નક્કી કરી શકયો નહિ.

પણ પેટમાં ખબ ભૂખ લાગી હતી! રાક્ષસે પોતાની તરફ સૌનું ધ્યાન ખેંચવા એક ગર્જના કરી. પણ એની એ ગર્જના કદાચ કોઇને સંભળાઈ નહિ હોય. પછી એણે બીજી ભયંકર ગર્જના કરી આ પણ નિષ્ફળ ગઈ. રાક્ષસ નવાઈ. પામ્યો, કારણ કે એની ગર્જનાથી ધરતી હાલી ઊઠતી, ઝાડો ઉથલી પડતાં, કિલ્લા ગગડી પડતાં; પણ આજે આમ કેમ?

ક્રોધથી એ ઊભો થઈ ગયો, અને લાંબા હાથ-પગ હલાવી, હતું તેટલું જોર કરી બૂમ પાડી ઊઠયો, 'હો...હો...'

શાંત! જતા આવતા સૌ શાંત, સ્થિર થઈ ગયા. સ્ત્રીઓ બાળકો ને પુરુષો સૌ ઊભાં રહી ગયાં. થોડી વાર થઈ, અને એક છોકરો બૂમ પાડી ઊઠયો, "મદારી! મદારી!"

મદારી આવ્યો છે સાંભળી લોકોનાં ટોળાં વધવા લાગ્યાં. રાક્ષસે ધારેલું કે મારી ગર્જના સાંભળી અને મારું રૂપ જોઈ લોકો નાસભાગ કરી મૂકશે, તેને બદલે અહીં તો લોકો ટોળે મળવા લાગ્યા તેથી ખિજાઈને એણે ફરી ગર્જના કરી.

ગર્જના સાંભળી એક જણ બોલ્યો, હં, ફરી ફરી હૂક હૂક કરે છે! બીજું શું આવડે છે, એ બતાવને!"

બીજો બોલ્યો, "બીજા કયા ખેલ આવડે છે, બતાવ!"

ત્રીજો આગળ આવ્યો. તે બોલ્યો, "બધા પાછા

ખસો, આગળ જગા મૂકો. જાદુગર ખેલ શરૂ કરે છે હવે!"



તમાશો જોવા રાક્ષસની આગળ ગોળકુંડાળે લોકો ગોઠવાઈ ગયા.

રાક્ષસ બોલ્યો. " હું રાક્ષસ છું. તમને ખાઈ જાઉં ! "

આ સાંભળી લોકો ખડખડ હસી પડયા, "રાક્ષસ છું તો જાણ્યો તને ! બાકી ખાઈ જવાનું તો ઠીક છે. અમારી પાસે તને ખાઈ જાય એવું ઘણું છે ! તું તારે ખેલ બતાવને. અમે પાઈ પૈસો આપીશું ! "

" ઓત્તારી ! આ લોકો તો આમે ય બીતા નથી ! "

રાક્ષસે એક છોકરાની સામે જોઈ દાંત ભચરડી ' ખાઉ ' કહ્યું. બીવાને બદલે છોકરાએ એને સામું કહ્યું. " ખાઉ ! "

હવે રાક્ષસે વિચાર કર્યો, કે " બે પાંચ જણને કોળિયા કરી જાઉં તો જ આ લોક બીવા માંડશે. પણ આવા શાંત લોકોને પકડી ખાવામાં મજા શી ? બીએ નહિ તેને મારવામાં ઉત્સાહ શો ? છટ, પહેલાં એમને બીવડાવું નાસભાગ, કરાવું. પછી જ એમનો ખોબેખોબા નાસ્તો ઉડાવું.

રાક્ષસે ચાર–પાંચ ઠેકડા ભર્યા. બે–પાંચ વાર પગ ઊંચોનીચો કરી, હાથ લાંબા કરી જીભડા કાઢયા.

નાકનાં ટેરવાં ચડાવી નસકોરાની બખોલો બતાવી.

એક જણ બોલ્યો, “ઠીક છે!”

બીજો બોલ્યો, “મરી જશે ત્યારે હાડકાંનું ખાતર સારૂં થશે.”

ત્રીજો બોલ્યો, “એના દાંતનાં બટન સરસ બને!”

ચોથો બોલ્યો, “એના નખનું...”

રાક્ષસ ચોંક્યો, “આ તો મારા જીવતાં મારો ભાગ પાડી લેવા બેઠા છે. આવા લોકો પહેલાં તો નહોતા. પહેલાં તો હું એક ગર્જના કરતો કે આખું ગામ ધ્રૂજી ઊઠતું, ને ગાડેગાડાં ખાવાનું ભરી મને આપી જતું! ક્યાં ગયા એ લોકો! ક્યાં ગયા એ દિવસો!”

નિરાશાથી રાક્ષસ ધબ દઈ નીચે બેસી પડ્યો. લોકો બોલ્યા, “ગદ્ધા! બેસતાં તો શીખ!”

એક ડોશી બોલી, “શરીર ઘાલ્યું છે, પણ લડધાને રીતભાત જ આવડતી નથી. આને કોણ કન્યા દેવાનું છે!”

રાક્ષસે રીસમાં દાંતિયાં કર્યાં. એને થયું, "ડોશીને હમણાં ચાવી ખાઉં."

એક છોકરે પુછ્યું, "અલ્યા, તારે પૂંછડી છે? કોણ કાપી ગયું?"

હવે રાક્ષસથી રહેવાયું નહિ. ક્રોધમાં એણે એ છોકરાને પકડી ખાઇ જવા મોં ફાડ્યું. છોકરો એ જોઇ બોલ્યો, "વાહ! અંદર તો સંતાકૂકડી રમાય એવું છે!"

"છિ!' રાક્ષસે તરત જ છોકરાને નીચે મૂકી દીધો. મરવાની વેળાએ સંતાકૂકડી રમવાનું યાદ આવે એવો છોકરો તો આજે જ જોયો! એ તો ઠંડો થઇ ગયો.

એક જણ બોલ્યો, "છટ્! આને કોણ રાક્ષસ કહે? આ તો ચોથિયું રાક્ષસ છે, ચોથિયું!"

બીજો બોલ્યો, "એને કશું આવડતું નથી! એનામાં રાક્ષસપણું જ ક્યાં છે?"

"એમ, જોવું છે ત્યારે?" કહી રાક્ષસે નસકોરાં ફુલાવ્યાં, દાંત ભચેડી ભયંકર અવાજ કર્યો, પછી જોરથી ફુંફાડા મારવા માંડ્યા.

"આના કરતાં તો મારે ઘેર ધમણ સારી ચાલે છે !" એક લુહાર બોલ્યો.

"છિ ! છિ ! છિ ! આને તો કાંઈ આવડતું નથી. નકામો દમ મારે છે. એક પાઈ પણ આપવા જેવી નથી." બીજો બોલ્યો.

"તને કૂવામાંથી તેલ કાઢતાં આવડે છે ? પાણીમાં આગ લગાડતાં આવડે છે ? લાકડા–લોઢાને દોડાવતાં આવડે છે ? આકાશને ગવડાવતાં આવડે છે ? વગર દેવતાએ ભડકો કરતાં આવડે છે ?" એક છોકરાએ પૂછ્યું.

રાક્ષસ તો ડોળા ફાડી જોઈ રહ્યો. લોકો એની પામરતા જોઇ હસવા લાગ્યા.

"તો અમને એ બધું આવડે છે !" છોકરો બોલ્યો : "અમે કૂવામાંથી ઘાસતેલ કાઢીએ છીએ, સાઇકલ ને મોટર દોડાવીએ છીએ, એરોપ્લેન ઉડાવીએ છીએ, રેડિયો દ્વારા આકાશ પાસે ગીત ગવડાવીએ છીએ, વગર દેવતાએ પેટ્રોલના ભડકા કરી શકીએ છીએ, અને તું પાણી સમજીને પીવા માંડે તેવા ઘાસતેલમાં અમે આગ લગાડીએ છીએ.

સમજ્યો? અમે દેખાઈએ છીએ આવડા, પણ છીએ તારા કરતાં હજારગણા જબરા!"

"હં!" રાક્ષસ નવાઈ પામી ગયો. છોકરો જે કંઇ બોલી ગયો, તેમાંનું ઘણું તો એ સમજ્યોજ નહોતો.

"હં, જોવું છે અલ્યા, મારા નાનકુડા હાથનું જોર?" બીજો એક છોકરો હાથમાં એર-ગન લઈ આગળ આવ્યો. રાક્ષસ કંઇ બોલ્યા વગર તેના સામું જોઈ રહ્યો.

"તો હાથ ધર, બતાવું." છોકરાએ કહ્યું. રાક્ષસે કુતૂહલથી હથેળી ધરી. છોકરાએ તરત જ હથેળી વચ્ચોવચ નિશાન તાક્યું. છરો હથેળીમાં ઊતરી પડ્યો. આવડો મોટો રાક્ષસ પણ 'ઓ...' કરી ચીસ દઇ ઊઠ્યો.

અને પછી તો જોઈ લ્યો! લોકોને બીવડાવીને ખાઇ જવા આવેલો એ રાક્ષસ પોતે જ એવો બીન્યો કે જાય નાઠો. તે દિવસનો એ માણસોના વાસથી નાસી ગયો છે. ક્યાં ગયો છે તેની ખબર નથી. ફરી કદી દેખાયો નથી.

# સુખી માણસનું પહેરણ

બગદાદનો એક ખલીફ ઘણો શ્રીમંત અને પ્રખ્યાત હતો. તેણે સઘળા શત્રુઓને જીતી લઈ રાજ્ય ઘણું વધાર્યું હતું. વિવિધ પ્રકારના મોજ-વિલાસ ભોગવતો છતાં એ ખલીફ સુખી ન હતો. તેનું ચિત્ત હંમેશ દુઃખી રહેતું. રાજ્યના સઘળા વિદ્વાન વૈદ્યો ને હકીમો ઇલાજો કરી વળ્યા અને ઇલ્મીઓ ઇલ્મ કરી ચુકયા, પણ ખલીફના ચિત્તને શાંતિ થઇ નહિ.

પવનવેગે વાત પ્રસરી અને એક ફકીરે ખલીફના સમાચાર સાંભળ્યા. ફકીર રણ ઓળંગી ખલીફ પાસે ગયો. ખલીફે દમભેર પૂછ્યું–“ ઓ વૃદ્ધ તપસ્વી ! મારે કાજે તું શું કરીશ ? છે કંઈ તારા તપનો પ્રભાવ ? હોય તો બતાવ મારા સુખનો ઉપાય. ”

“ ઓ ખલીફ, માત્ર એક ઉપાય છે. ” ફકીરે એનો કંપતો હાથ દાઢી પર ફેરવતાં કહ્યું–“ બસ, એક જ ઉપાય છે. કોઇ સુખી માણસનું પહેરણ મંગાવી પહેર એટલે તું સુખી થઈશ. ”

ફકીર એને માર્ગે ચાલ્યો ગયો. ખલીફ આશા-ભર્યો ગણગણ્યો: “ સુખી માણસનું પહેરણ ! આહ ! મારા સેવકો તે હમણાં જ લાવી દેશે. ”

દશે દિશામાં સેવકો દોડાવી મૂકયા. સૌથી પહેલાં સુખી માણુસનું પહેરણુ લઈ આવનારને સારૂં ઇનામ આપવાનું ખલીફે જાહેર કર્યું. દરેક માણસ ઈનામ મેળવવા આતુર હતો.

"એ માણુસ ઘણો જ પૈસાદાર છે, એટલે તે સુખી હોવો જ જોઈએ. તેનું પહેરણુ મેળવી હું ઈનામ જીતી લઉં"

આવા વિચારો કરતો એક સેવક કેટલાંયે દિવસોની મુસાફરી પછી તે પૈસાદાર માણસને ગામ પહોંચ્યો. તેને મળ્યો અને ખલીફના દરદની ને દરદના ઉપાયની વાત કરી તેના પહેરણુની માગણી કરી.

"તારે સુખી માણુસનું પહેરણ જોઈએ છે અને તું મને સુખી માને છે? પણુ, હું સુખી નથી. દુનિયામાં મારા જેટલાં દુઃખી થોડા જ હશે!"

"પણુ જુએ ને તમારે કેટલા બધા નોકરો છે.

"જહન્નમમાં જાય એ નોકરો! લુચ્ચા–બદમાસ બધાએ." તે પૈસાદાર માણુસ ખુરસીના હાથા પર હાથ ઠોકતો ક્રોધથી બરાડી ઊઠયો–"લુચ્ચા–તે બધાય મને પળેપળે લુંટવામાં જ રચ્યાપચ્યા રહે છે.'

"અરે! પણુ તમારે કેટલાં બધાં ઘેટાં બકરાં અને ઢોર છે?

"ઘેટાં અને ઢોર ?" તિરસ્કારપૂર્વક એ શ્રીમંત બોલ્યો, હા ! જરૂર ડુંગરો ઉપર વરૂ ખાઇ જાય અને મેદાનમાં જંગલી જનાવરો ખાઇ જાય !"

"પણ તમે કેટલા બધા ધનના માલીક કહેવાઓ છો !"

"ધન ! દોલત ! ચોર અને ઠગ લોકોની એ કાયમી લાલચ; મને એથી રાતદિવસ બીક લાગે છે. જો–" અને તેણે ઊભા થઈ ઝભ્ભો ઊંચો કરી ભેટે લટકતી તરવાર અને કમરે ખોસી રાખેલ ખંજર બતાવ્યાં:–"રાત દિવસ મારે હથિયારથી સજ્જ રહેવું પડે છે."

બીજા નોકરોની પણ આવી જ સ્થિતિ થઈ. દેખાવમાં અને રીતભાતમાં સુખી લાગતા એક માણસને તેમણે ખરો સુખી માની લીધો હતો !

આખરે એક ભોળા ખેડુતે તેમને કીધું : "આપ સૌ સુખી માણસને શોધો છો તો પેલા માછીમાર દલખુશ જરૂર સુખી છે. આપ એની તપાસ કરો."

સેવકો દોડયા. દલખુશને ઘેર ગયા તો ખબર મળ્યા કે 'એ તો દરિયે ગયો છે.' સૂરજનાં કિરણોને દશે દિશાએથી હરખભર્યો આવકાર દેતું કંગાલ

બરૂનું ભાંગ્યુંતુટયું સાદું ઝૂપડું જોઈ રાજઅનુચરો બોલી ઊઠયા.

"અરે! આ કદી સુખનું સ્થાન હોઈ શકે જ નહિં."

એટલામાં તો રેતી પર ગાતો ગાતો આવતો દલખુશ તેમની નજરે પડયો. એક એક લાંબી પાતળી આકૃતિ: સૂરજના તાપથી કાળું થઈ ગયેલું તેનું શરીર અને મોં! એક કચ્છ સિવાય તેને આખે શરીરે કંઈ વસ્ત્ર જ ન હતું. તેના ખભા ઉપર તેની જાળ લટકતી હતી અને તેના હાથમાં માછલી પકડવાનો કાંટો હતો. તેની આંખો હસી ઊઠતી હતી અને તેનો આખો ચહેરો આનંદથી દીપી ઊઠતો હતો. તેનું મોં તો જાણે આનંદમાં તરબોળ હતું! ચિંતાની બિલકુલ રેખા ને ભય વિનાનો આ માણસ લાંબાં પગલાં ભરતો, તેનું હળવું વજન ખેંચતો તેમની પાસે આવી ઊભો. તેના ઝૂંપડા આગળ રાજાના વિદ્વાન માણસોને—વડી કચેરીઓના આ સાહેબોને ભેગા થયેલા જોઈ તે નવાઈ પામ્યો.

"પેલો દલખુશ માછીમાર તું જ કે?" એકે પૂછ્યું.

"જી, હા! શો હુકમ છે?" તે માથું નમાવી બોલ્યો.

" અને ખરેખર તું સુખી છે ? "

" છું જ તો. મને કોઈ વાતે દુઃખ નથી." દલખુશે કહ્યું.

" ખોદાતાલા ! " અનુચરો પોકારી ઊઠયા— " નક્કી હવે ખલીફ તેની જીવલેણ માંદગીમાંથી બચી જશે. હં, ચાલ ઝટ કર, તારું પહેરણ અમને લાવી દે, એટલે અમે તે ખલીફ સરકારની પાસે લઇ જઇએ, તારૂં પહેરણ એમણે મંગાવ્યું છે. તને પણ ઠીક ઠીક ઈનામ મળશે. "

" ઓહોહો ! " દલખુશ હસીને બોલી ઊઠયો, " પણ મારી પાસે તો એકેય પહેરણ નથી."

" કંઈ ફાટેલું તુટેલું, જે હોય તે આપ."

" પણ જિંદગીમાં મેં કદી પહેરણ જોયું જ નથી તો. "

" અરે ! તારી પાસે એક પહેરણ પણ નથી ! અને છતાં તું શી રીતે સુખી હોઈ શકે ? "

વળી દલખુશ આનંદથી હસી ઊઠયો.

" ખરેખર હું સુખી છું. પહેરણ હોય તો ખોવાઇ જવાની, ફાટી જવાની યે બીક રહે ને ! "

